1923 સુભદ્રા



ઉત્તરાએ...તમામ હથિયાર આણી આપ્યાં અને સુભદ્રાએ અભિમન્યુને તે સજાવ્યાં.

107

COVER PRINTED AT THE BASU PRESS AHMEDABAD.

"જ્ઞાનવર્ધક પુસ્તકમાળા"; પુ૦ ૩૪ મું.

# સુભદ્રા

[ શ્રી વરદાકાન્ત મજુમદારના બંગાળીનો અનુવાદ. ]

અનુવાદક,

જગજીવન દયાળજી મોદી; વડોદરા.

પ્રકાશક

જીવનલાલ અમરશી મહેતા,

સંપાદક-"જ્ઞાનવર્ધક પુસ્તકમાળા"; અમદાવાદ.



કિંમત બાર આના.

# સમર્પણ.

જેની પ્રેરણાથી આ એક આદર્શ સન્નારીના ચરિત્રનું ગુજરાતી ભાષામાં અવતરણ થયું છે તે જીવન-સહચરીના સ્વર્ગીય આત્માને આ અંજલીપ્રદાન કરીને હું સંતોષ પામું છું.

# પ્રસ્તાવના

આજકાલ હિંદુસ્તાનમાં બંગાળી સાહિત્ય બીજી ભાષાઓના સાહિત્ય કરતાં બહુ ઉંચું પદ ભોગવે છે. એ અતિ વિસ્તૃત અને સર્વદેશીય છે, એ વાત સર્વ વિદિત જ છે. કોઈ પણ વિષય ઉપર સારામાં સારાં ને સંસ્કારી–અંતિમ ચર્ચા કરનારાં પુસ્તક જોઈશું તો તે બંગાળી ભાષામાં અવશ્ય મળી આવશે. આ કારણથી દેશના યુવકોમાં બંગાળી ભાષા શિખવાનો શોખ વધતો જાય છે. બંગાળી ભાષા—સાહિત્યની ઉત્તમતા જાણીને મને પણ આ ભાષા શિખવાનો શોખ થયો અને બંગાળી લિપિનું જ્ઞાન મેળવીને એ ભાષાનાં સાહિત્યનાં પુસ્તકો મેં વાંચવા માંડયાં. અનુભવથી જણાયું કે બંગાળી સાહિત્ય ખરેખર જ્ઞાનની સર્વ દિશામાં બહુ ખેડાયલું, રસમય અને ઉત્તમ પ્રતિનું જ છે. સ્ત્રીઉપયોગી, બાલોપયોગી, શિક્ષણીય, રાજકીય, ધાર્મિક, હુન્નર કળાનાં, કાવ્ય સાહિત્યનાં, ને તત્ત્વજ્ઞાનનાં પુસ્તકોનો બંગાળી ભાષામાં ભંડાર ભરેલો છે.

બંગાળી ભાષા લગભગ સંસ્કૃતપ્રાય છે. ફક્ત લિપિ જુદા પ્રકારના મરોડવાળી છે; પણ બાળબોધ લિપિને તે ઘણે ભાગે મળતી છે. તેથી જો સંસ્કૃત જ્ઞાન સારૂં હોય અને બંગાળી લિપિ આવડે, તો એ ભાષાના ગ્રંથો વાંચીને સમજવા જેટલું જ્ઞાન તો હોંશીઆર માણસ થોડા દિવસમાં જ મેળવી શકે. પછી એકાદ નાનો કોષ અને નાનું સરખું વ્યાકરણ

પાસે રાખ્યું હોય તો કામ નભી શકે. બંગાળી ઘરગથુ ભાષા તો સમજવી મૂશ્કેલ છે ને ઉચ્ચાર જરા વિચિત્ર લાગે એવા છે એટલે તે તો પરિચયથી જ સમજી શકાય.

ગુજરાતી ભાષામાં સ્ત્રી ઉપયોગી પુસ્તકોની ઘણી ખોટ છે. સારૂં, નિર્મળ, બોધપ્રદ અને રસિક સ્ત્રીવાચન તો છે જ નહિ. તેથી બંગાળી ભાષાનાં તેવાં પુસ્તકો જોવાની મને ઇચ્છા થઇ. એ અરસામાં મારા મિત્ર ભાઈ મહાશંકર લલ્લુભાઈ ભટ્ટ પાસે શ્રી વરદાકાન્ત મજુમદારનું રચેલું "સુભદ્રા" નામે એક સુંદર બંગાળી પુસ્તક મારા જોવામાં આવ્યું. પુસ્તકનો મનહર દેખાવ, અંદરનાં ભાવગમ્ય ઉત્તમ ચિત્રો, સફાઈદાર છપાઇ, એ બધું જોઇને તે વાંચવાનું મન થયું. વાંચતાં ગુણ પણ ઉપરના રૂપ પ્રમાણે જ માલમ પડયા. એની ભાષા રસીલી અને વસ્તુસંકલના સુઘટિત હતી, તેથી તે આનંદથી વાંચી ગયો. "સુભદ્રા" તે શ્રીકૃષ્ણની બેન અને બાણાવળી વીર અર્જુનની પત્ની થાય. એની કથા શ્રીમદ્ભાગવતમાં અને મહાભારતમાં છે તેથી આર્ય સ્ત્રી પુરૂષોને તે અજાણ નથી. વાતનો વિસ્તાર કરીને કવિઓએ તેના ઉપર સારાં સારાં કાવ્યો લખ્યાં છે. પણ ગદ્યમાં વાર્તારૂપે એની કથા લખાયલી અત્યાર સુધી જોવામાં આવી ન હોતી. તેથી પર ભાષામાં પણ રસમય વાર્તારૂપે લખાયલું આ પુસ્તક જોઈને મને એક જાતનો અપૂર્વ આનંદ થયો. પછી એ પુસ્તક

મેં મારી સ્વર્ગસ્થ ધર્મપત્ની અ. સૌ. કમળાગૌરીને વાંચી સમજાવવા માંડયું. વાર્તા સાંભળતાં તેને ઘણો આનંદ પડયો અને તેનું ગુજરાતી ભાષાન્તર કરી પુસ્તક રૂપે પ્રસિદ્ધ કરવાની તેણે ઉત્કટ ઇચ્છા જણાવી. ત્યાર પછી થોડી મુદ્દતમાં જ દૈવયોગે તેનો સ્વર્ગવાસ થયો અને તે વાતને લાંબો કાળ વીતી ગયા પછી આજે પુસ્તક રૂપે ગુર્જર વાચકો સમક્ષ તે બહાર મૂકવાનો પ્રસંગ આવ્યો છે. જે જોવાને તે હૈયાત નથી તો પણ સ્વર્ગમાં તેનો આત્મા આ જોઈને આનંદ પામશે એટલા સંતોષથી જ આશ્વાસન માનું છું.

આ પુસ્તક પ્રસિદ્ધ કરવાની સર્વ વ્યવસ્થા "સ્ત્રીભૂષણ રત્નમાળા"ના પ્રથમ પુસ્તક તરીકે ભાઈ જીવનલાલ અમરસી મહેતાએ કરી છે તેથી તે ભાઇનો ખાસ ઉપકાર માનું છું; અને આશા રાખું છું કે જે સુન્દર નામે આ નવલ ગ્રન્થમાળા એ ભાઈ શરૂ કરે છે, તે માળાને સર્વ પ્રકારે યોગ્ય આ પુસ્તક નીવડશે. તેમજ વાંચનાર ભાઈ–બ્હેનો સર્વેને સરખું જ ઉપયોગી લાગશે.

આ ઉપયોગી વાચનમાં આ પુસ્તકની પ્રસિદ્ધિથી એક સારા પુસ્તકનો વધારો થશે એવી આશા છે. સમજુ ભાઈ–બ્હેનો એનો સારો લાભ લેશે તો કૃતાર્થ થઇશ.

ભીમ એકાદશી<br>સંવત્ ૧૯૭૯<br>વડોદરા.

જગજીવન દયાળજી મોદી.

## અનુક્રમણિકા.

# સુભદ્રા.

## પ્રકરણ ૧ લું.

### સાગરતીરે.

સંધ્યાકાળ થવા આવ્યો છે. સૂર્ય દેવ પોતાની કિરણ-માલા સમેટી લઈને અસ્તાચળ ઉપર જઇ બેઠા છે. ભૂરા રંગનું પશ્ચિમ આકાશ લાલ રંગથી રંગાઈ ગયું છે. તેની રતાશ સમુદ્રના ભૂરા જળમાં પડીને સુંદર દેખાવ આપી રહી છે.

આવે રમણીય સમયે પશ્ચિમ સાગરને કિનારે આવેલા પર્વતની તળેટીમાં એક કિશોરી, સૃષ્ટિની મનોહર શોભા જોતી ઉભી રહેલી છે. એના માથા ઉપર અસીમ આકાશ ઝુકી રહ્યું છે; સામે ભૂરા જળથી ભરેલો અપાર સાગર ઘુઘવી રહ્યો છે; બાજુમાં ખળખળ અવાજથી વહેતી નદી પર્વત ઉપરથી ઉતરી આવે છે; અને પૂઠે રૈવતક પર્વત લચી રહેલી વનસ્પતિ સાથે ઉંચી ડોક કરી રહેલો છે.

એક તો આવું સુંદર સ્થળ, અને તેમાં વળી સંધ્યા સમયનો મનહર દેખાવ, એટલે તે જોવામાં તે કિશોરી મુગ્ધ થઇ ગઈ છે. તેનાં મન અને પ્રાણ જાણે એ સૃષ્ટિ-

સૌન્દર્યના અણુપરમાણુમાં લીન થઈ ગયાં ન હોય તેમ જણાય છે. તેની દેહલતા ધ્યાનમાં મગ્ન થઈ ગયેલી જણાય છે અને એક યોગિનીની માફક તે હાલ્યાચાલ્યા વગર સ્થિર ઉભી રહેલી છે.

સંધ્યાકાળના પવનની લહરીઓથી ઉડી રહેલો કિશોરીનો ચોટલો આકાશમાં મેઘનો સંચાર થતો હોય એવો દેખાવ આપી રહ્યો છે, અને હવામાં ફડફડાટ કરી રહેલો તેના વસ્ત્રનો છેડલો જાણે વીજળી ખેલ ખેલી રહી હોય તેમ ભાસે છે. આમ છતાં કિશોરી તો તેના પોતાના ધ્યાનમાંજ મગ્ન બની ઉભી રહેલી હતી.

મોટા મોટા તરંગોથી ઉછળી રહેલો સમુદ્ર તાલ પૂર્વક નાચતો કિશોરીના અળતાથી રંગેલા બંને પગ ધોઈ રહ્યો છે તેના તરફ પણ તે નજર કરતી નથી. તેનો પ્રાણ-શૂન્ય દેહ જાણે બાહ્ય જગતમાં કંઇ પણ જોતો નથી, કંઈ પણ સાંભળતો નથી.

એકાએક એક યુવતી આવીને કિશોરીની પાછળ ઉભી રહી. કિશોરીને શોધતી શોધતી એ સમુદ્રતીરે આવી હતી. પરંતુ તેને મુગ્ધ થઇ ગયેલી જોઇને તે પોતે પણ મુગ્ધ થઈ ગઈ, અને ઠપકો દેવા આવેલી પોતેજ ઠપકાને પાત્ર થઈ પડી. તે કિશોરીને બોલાવવાનું સાહસ કરી શકી નહિ. કેટલીક ક્ષણ એ રીતે વીતી ગયા પછી તે યુવતીને ભાન આવ્યું.



એકાએક એક યુવતી આવીને કિશોરીની પાછળ ઉભા રહ્યાં

[ પૃ. ૨

સંધ્યાકાળ થઇ ગયેલો જોઈ તેણે કિશોરીને બૂમ મારીઃ— "સુભદ્રા ! સુભદ્રા ! !"

યુવતીનો સ્નેહને ભરેલો, વીણાના સૂરથી પણ શરમાવે એવો મધુર સ્વર કિશોરીના કાનમાં પ્રવેશી શકયો નહિ. એનાથી તેનું ધ્યાન ભંગ થઇ શકયું નહિ.

તે યુવતીએ સુભદ્રાની હડપચી પકડી તેનું માથું ઉંચું કરીને તેને કહ્યું, " સુભદ્રા ! સાંજ પડી, હજુ કયાં સુધી અહીં આમ ઉભાં રહેશો ? "

ગાઢ નિદ્રામાં સૂતેલા માણસને એકદમ જાગૃત કરતાં થોડીવાર સુધી જેમ તે સ્તબ્ધ થઇ રહે છે, તેવી અવસ્થા આ વખતે સુભદ્રાની થઈ હતી. કોણ બોલાવે છે અને શું થાય છે તે તે બિલકુલ સમજી શકી નહિ. યુવતીએ ફરીથી તેને બોલાવી. આ વખતે અતિ પ્રેમથી સુભદ્રાને ગળે હાથ નાખીને સ્નેહપૂર્વક તેણે કહ્યું:—" અરે નાની બેન મ્હારી ! મ્હારી પ્રાણસખી ! સાંઝ પડી ગઈ છે, અહીં કયાં સુધી આમ ઉભાં રહેશો ? ચાલો ઘેર જઇએ. "

આ વખતે કિશોરીનું ધ્યાન તેના તરફ વળ્યું. તેણે જોયું કે તેની નાનપણની જીવનસખી—સત્યભામા—તેને ગળે હાથ નાખીને ઉભી છે. તે એકદમ આવેગથી બોલી ઉઠીઃ—

" ભાભી ! ભાભી ! જુઓ, જુઓ ! અપાર સમુદ્ર સાથે અસીમ આકાશનો સંગમ કેવી સુંદરતા ધારણ કરી

રહ્યા છે ! તેઓ બંને જાણે એક બીજાને મળવાને આતુર થઈ રહ્યાં છે ! કોઈ મહાન્ ઉદ્દેશને માટે જાણે બંને એક બીજા તરફ ખેંચાઈ રહ્યાં છે ! દૂર—બહુ દૂર જવાથી જાણે તેઓનું સ્વાતન્ત્ર્ય નષ્ટ થયું હોય એમ લાગે છે ! સાગર સાથે મળવાથી અસીમ આકાશ જાણે સીમાવાળું થયું હોય એમ જણાય છે ! એક બીજાને પકડવાનો તેમને હવે આગ્રહ નથી, દોડાદોડી નથી. ત્યાં તેઓ કેવાં ધીર, સ્થિર, પ્રશાન્ત દેખાય છે ! "

એ જ વાતને પકડી લઈને સત્યભામાએ કહ્યું,–"ખરૂં કહો છો મ્હારી નાની બેન ! જે જેને ચહાતું હોય તે તેને મેળવ્યા પછી ધીર, સ્થિર અને શાન્ત ભાવ ધારણ કરીને રહે છે. જુઓને, તમને ન દેખવાથી અમને કેટલો બધો ઉદ્વેગ થયો છે ! કેટલી બધી જગ્યાએ શોધાશોધ કરી ! કેટલી દોડાદોડી કરી ! જીવમાં કેટલી અશાન્તિ થઈ રહી ! પરંતુ જ્યારે તમને જોયાં ત્યારે બધું દુઃખ જતું રહ્યું. હવે જીવને કેટલી બધી શાન્તિ વળી ! "

એ વાત કહેતાં કહેતાં સત્યભામાએ સુભદ્રાને સ્નેહથી આલિંગન આપી અતિશય મમતા દેખાડી. પછી વળી કહ્યું,–" બેની ! ચાલો, સૂરજ છેક આથમી જવા આવ્યો, ચાલો હવે ઘેર જઈએ. "

સુભદ્રા એક ડગલું પણ ખસી નહિ. એ સુંદર પ્રદેશ છોડીને જવાનું તેને મન જ થતું નહિ. તે વિનીત

ભાવે બોલી:-"ના ના, ભાભી ! હજુ સૂર્યદેવ અસ્ત પામ્યા નથી. જરા થોભો, મન ભરીને આ મનોરમ દેખાવ ફરીથી જરાક જોઈ લઇએ."

સત્યભામાનો હાથ પકડી આવેગથી સુભદ્રા વળી કહેવા લાગી:-

" જુઓ તો ખરાં, ભાભી ! અસ્તાચલ ઉપર જતા સૂર્યદેવ સંધ્યાના સમાગમને માટે કેટલો બધો શાન્તભાવ ધારણ કરી રહ્યા છે ! સંધ્યાનો મેળાપ કરવાને તેમને કેટલી બધી આતુરતા છે ! સંધ્યાના અભાવે તેમના પ્રાણમાં કેટલી જ્વાલા પ્રકટી છે ! જુઓ, હવે સંધ્યાને પ્રાપ્ત કરીને તેમની તમામ જ્વાલા, બધી વ્યથા, દૂર થઈ ગઈ છે. પોતાને શાન્તિ વળી છે, અને સ્નિગ્ધ કિરણો વડે આપણને પણ શીતલ કરી દીધાં છે. તેમના પ્રાણ આ વખતે આનંદથી પ્રફુલ્લ થઇ રહ્યા છે."

" જોઈ છે, જોઈ છે; સૂર્યદેવની એવી લીલા-એવા ખેલ-બહુ કાળથી જોતાં આવ્યાં છીએ. અમારૂં મિલન-સુખ તો પૂર્ણ થયું છે. અલબત્ત, સૂર્યદેવ તમારી પેઠે અમને સુખી કરી શક્યા નહિ હોય. તમે હમણાં મિલન-ની ભાંજગડ જવાદો; સંધ્યા થઈ છે, જલદી ઘેર ચાલો, નહિ તો હમણાં જ તમારા ભાઈ આવીને ઉભા રહેશે." એ પ્રમાણે કહી સત્યભામા સુભદ્રાનો હાથ ઝાલીને ખેંચવા લાગી. પરંતુ સુભદ્રા તેને અટકાવીને વળી કહેવા લાગી:-

" જુઓ, જુઓ, ભાભી ! જરા આ રમણીય દેખાવ તો જુઓ ! આ ગિરિનદી કેટલી ચંચલ ગતિથી પર્વત ઉપરથી ઉતરે છે ! તેના પ્રાણમાં કેટલી જવાલા–કેટલી પીડા છે ! એ ક્યાંઇ પણ સ્થિર ઉભી રહી શકતી નથી. સમુદ્રને મળવાને જ જાણે એ જવાલા, એ વ્યથા એ ચંચળતા તથા એ દોડાદોડી ન હોય ! સમુદ્રનો સંયોગ પામીને તેના જીવમાં કેટલું સુખ–કેટલી શાન્તિ વળી છે ! એ શાન્તિસ્થાનનો ત્યાગ કરીને તે બીજે કંઈ જઇ શકતી નથી. તે એકજ સ્થળે વારંવાર ઘુમરી ખાયા કરે છે. "

એટલી વાત કહીને સુભદ્રા ભોજાઈના ખભા ઉપર માથું મૂકીને તેના મુખ સામું જોઇ શાન્તભાવે વળી બોલવા લાગીઃ—" ખરે, ભાભી ! મિલનમાં શું એટલું બધું સુખ અને શાન્તિ રહેલાં છે ? "

" બેન મ્હારી ! હવે ઘેરે ચાલો. તમારા ભાઇને કહીશ કે ન્હાની બેન મિલનસુખને માટે ગાંડાં થઇ ગયાં છે માટે તેમને યોગ્ય પાત્ર જલદી શોધી આપો. પછી તમે પોતેજ જાણી શકશો કે મિલનમાં કેટલું સુખ, કેટલી શાન્તિ છે. તે પછી અમને પૂછવાની જરૂર નહિ રહે. "

સત્યભામાના આ શબ્દો સાંભળતાં સુભદ્રા જરા શરમાઈ ગઈ. ધીમે સાદે વળી બોલવા લાગીઃ–" એમ શું બોલો છો ભાભી ! હું તો પ્રાકૃતિક મિલનની વાત કહું છું;

તેમાંથી એમ આડે કાં ઉતરો છો ? જે રૂપે હું કહું છું તેજ રૂપે ભાઇને કહેવું હોય તો કહેજો ને.”

“ કંઈ દોષરૂપે નહિ કહું. પરંતુ તમારા ભાઈ એ વાત સાંભળશે તેમાં દોષ શો થવાનો હતો ? ” એમ કહીને સત્યભામાએ વાંકી નજરે સુભદ્રા તરફ જોયું.

“ મેં જે કહ્યું છે તેજ પ્રમાણે ભાઈ આગળ વાત કહો, તેમાં કોઈ દોષ નથી; પરંતુ તમે તો તેને જૂદી રીતે ગોઠવીને કહેવાનું કહો છો ! ” એમ કહી શરમ ભરેલી નજરે સુભદ્રા, સત્યભામા તરફ જોવા લાગી. જાણે કે અનુગ્રહને માટે તે સત્યભામાની પ્રાર્થના કરતી ન હોય !

હસમુખી સત્યભામાની આગળ એ પ્રાર્થના કબુલ ન થઈ. તે ટોળ કરતી કહેવા લાગીઃ—“ ના ના, હું બીજા રૂપે નહિ કહું; તમે જેમ કહ્યું છે તેમજ તમારા ભાઈને કહીશ. તે ઉપરથી જ તેઓ સમજશે કે મિલનસુખને માટે તમે ગાંડાં થયાં નથી. પણ મિલનના ગુણનાં આટલાં બધાં વખાણ શા માટે કરો છો ? હું નિશ્ચયથી કહી શકું છું કે એ વાત સાંભળતાંમાં જ તમારા ભાઇ, એ મિલનરોગનું યોગ્ય ઔષધ કરવાની તરત વ્યવસ્થા કરશે. અમે પણ દ્વારિકામાં એ મિલન-ઉત્સવમાં ગાંડાં થઈશું, તમે પણ મિલનસુખ-સાગરમાં નિરાંતે અવગાહન કરજો. ”

સત્યભામાની વાત પૂરી ન થઈ એવામાં જ તેની પાછળથી કોઈ બોલ્યું:—

" કોની સાથે મિલન થાય છે, સત્યભામા ? "

" પ્રાણનાથના અભાવે તેમની પ્રાણભગિની સુભદ્રાની સંગે. "

એમ કહીને સત્યભામાએ પાછળ જોયું તો શ્રીકૃષ્ણ ભગવાનને જોયા. અવાજથી જ તે શ્રીકૃષ્ણનું આગમન જાણી શકી હતી. સુભદ્રા બોલ્યા વગર જ ચાલી ગઈ. સત્યભામા પણ ચાલી ગઇ હોત; પરંતુ શ્રીકૃષ્ણે વિનોદમાં તેને અટકાવી કહ્યું:-" કેમ સત્યભામા ! સુભદ્રા ક્યાં ? "

" આ રહી. મ્હારી પાછળ, અમે બે સાથે જ છીએ. " એમ કહી પોતાની પાછળ સુભદ્રા છે એમ ધારી સત્યભામા તેના ગળામાં હાથ નાખવાની ચેષ્ટા કરવા ગઈ, તે જોઈ શ્રીકૃષ્ણને ખૂબ હસવું આવ્યું. સત્યભામા શરમાઈ ગઈ અને બોલી:-"મ્હારી વ્હાલી કયાં ચાલી ગઈ ? "

આ પ્રસંગ ઉપરજ કેટલોક વખત શ્રીકૃષ્ણે સત્યભામા સાથે વિનોદમાં કાઢયો. પરંતુ એ માનવતી વખતે રિસાઈ બેસે એવા ભયથી વધારે વાત ચલાવી નહિ. સત્યભામા પણ સુભદ્રાને શોધવાને બહાર જવાનો પ્રયત્ન કરવા લાગી.

" અમસ્થી મહેનત શું કામ કરે છે, સત્યભામા ? એ તો ક્યારનીએ ઉદ્યાન વાટિકામાં પ્રવેશ કરીને સંધ્યાવંદનની વ્યવસ્થા કરવા ગઈ હશે. ચાલો આપણે પણ ત્યાં

જઇએ. ” એમ કહી સત્યભામાનો હાથ ઝાલી શ્રી કૃષ્ણ નાના પ્રકારનો વાર્તાલાપ કરતા કરતા ધીરે ધીરે ઉદ્યાન વાટિકા તરફ ચાલ્યા.

રસ્તામાં તેમણે સત્યભામાને કહ્યું:–“ સત્યભામા, આજ એક નવિન સમાચાર મળ્યા છે. મારા પ્રાણસખા અર્જુન તીર્થદર્શન નિમિત્તે દ્વારાવતીની નજીક આવ્યા છે. તેમને તેડી લાવવાને હું આવતી કાલે જઈશ. તેમના સ્વાગતને માટે તારે સઘળી તૈયારી કરી રાખવી. તને એ સમાચાર આપવાને જ હું અત્યારે આવ્યો છું. કાલે તેમને લઈ આવીશ; પછી દ્વારિકામાં તેમની વધારે આગતા સ્વાગતા કરવાને બંદોબસ્ત કરીશું. ”

અર્જુનના આવવાના સમાચાર સાંભળીને સત્યભામાને બહુ આનંદ થયો. શ્રી કૃષ્ણના મુખથી રાત્રિ દિવસ જેની પ્રશંસા સાંભળતી, જે મળે તો શ્રી કૃષ્ણ બીજું સર્વ ભૂલી જાય, તેનાં દર્શન કરવાને સત્યભામા પણ અધીરી થઈ રહી.

અર્જુનની વાત પૂરી થઈ એટલે બહુજ ગંભીરાઈથી શ્રી કૃષ્ણને સત્યભામાએ પૂછયું: “ પ્રભુ! સુભદ્રા ઉમ્મરલાયક થઇ છે; એના વિવાહને માટે કેમ કંઇ પ્રયત્ન કરતા નથી ? બેનને હંમેશાં કુમારી રહેવાનું વ્રત લેવાનો ઉપદેશ કર્યો છે કે શું ? ”

કેટલોક વખત વિચાર કરીને શ્રીકૃષ્ણે કહ્યું:–“ કોના વિવાહની વાત કરે છે, સત્યભામા ? સુભદ્રાની ઉમ્મર

વિવાહને યોગ્ય થઈ છે ખરી; પરંતુ એ ઉમ્મરે સ્રીલોકના મનમાં જે જે ભાવો ઉત્પન્ન થવા જોઈએ, તેમાંના કંઇ સુભદ્રાના મનમાં ઉત્પન્ન થયા છે શું ? એ કેવી ઉદાસિની છે ! એ ક્યાં સ્વામીની મર્યાદા સમજે છે ? સ્વામીના સુખની એને શી ખબર છે ? સ્વામીનું હિત સાચવવામાં એ શું સમજે ? એ તો દુનિયાંથી જૂદીજ જાતની બાલિકા છે. ”

“ એ વાંક તમારો કે એનો ? એના બાળક હૃદયમાં તમે નિષ્કામ ધર્મનું બીજ વાવ્યું છે, એથી તે આત્મસુખ ભૂલી ગઇ છે. એણે પોતાનું મન આપને–ભગવાન રૂપી પોતાના ભાઈને ચરણે સમર્પણ કર્યું છે–ભાઈ જ તેને મન સર્વસ્વ છે. ભાઇના મનની ઈચ્છા પ્રમાણે તે સર્વ કરવાને તૈયાર છે. જે ભાઇનું એટલું બધું શુભ ઇચ્છે, તેને માટે પ્રયત્ન કરે, તે સ્વામીનું શુભ કેમ નહિ ઇચ્છે ? સ્વામીના આદરને માટે કેમ યત્ન નહિ કરે ? હવે તો તેને યોગ્ય સ્વામી મેળવી આપવો જ જોઇએ. ” એટલું કહીને સત્યભામાએ શ્રીકૃષ્ણના મુખ તરફ જોયું. પરંતુ તેમનું ધ્યાન કંઈ બીજી તરફ હતું તે જોઇને સત્યભામાએ ફરી કહ્યું:—

“ કેમ, કંઈ બેનના વિવાહની વાત સાંભળીને બોલવાનું બંધ થઇ ગયું ! ભગિનીરૂપ શિષ્યાને બીજાના હાથમાં સોંપતાં જીવ ચાલતો નથી કે શું ? ”

“ એમ નહિ, સત્યભામા ! એમ નહિ. સુભદ્રા અમારા કેટલા બધા પ્રેમનું પાત્ર–કેટલું અમૂલ્ય ધન છે તે તું જાણે

છે ? એ સરળ પ્રકૃતિની બાલિકાનો વિચાર મનમાં આવતાં એને માટે શું કરવું તે બાબત મને કંઈ સૂઝતું નથી. કેટલા પ્રેમથી મેં એનું પાલન કર્યું છે! કેટલા યત્નથી એને શિક્ષા –કેળવણી આપી છે! સત્યભામા! એ સુશિક્ષાના યોગે એના હૃદયમાં સાંસારિક વાસનાની કાળાશ પ્રવેશવા પામી નથી અને ધર્મબીજ અંકુરિત થયું છે. મને શંકા છે કે, એના સરળ હૃદયમાં હવે ભોગવાસના પ્રવેશ કરી નહિ શકે." એટલું કહીને શ્રી કૃષ્ણ વળી બીજા વિચારમાં પડયા.

સત્યભામા ટોળ કરતી બોલી:–" જેવા ગુરૂ તેવી શિષ્યા પણ હશે ને!"

શ્રી કૃષ્ણ હસીને બોલ્યા: " શા માટે ? પણ તેના ગુરૂના જે ગુરૂ તે તો સત્યભામા છે. તેણે પોતાની પ્રાણ સખીને રાત દિવસ પોતાની પાસે રાખીને કંઈ નવી શિક્ષા તો આપી નથી ને?"

સત્યભામા પ્રણય ગર્વથી મદમાં બોલી–"જણાય જ છે ને, આગળથી તમે વર શોધવા જાઓ છો તે!"

ઉત્સાહથી શ્રીકૃષ્ણ બોલ્યા:–" કાલેજ તેના વરને લેવા હું જવાનો છું."

" ત્યારે શું અર્જુનનેજ સુભદ્રાબેનના વર તરીકે આપે મનથી પસંદ કર્યો છે ? " એટલું બોલી સત્યભામા, શ્રી કૃષ્ણ તરફ વિસ્મિત ભાવે જોવા લાગી.

આદર પૂર્વક શ્રી કૃષ્ણે કહ્યું:—" એમાં વિસ્મય પામવાનું કારણ શું છે, સત્યભામા ? અર્જુનના જેવો ઉત્તમ વર આખા ભારતમાં બીજો કોઈ મળવાનો હતો શું ? જગતમાં અર્જુન અદ્વિતીય વીર છે. તેને બેન સુભદ્રાનું પ્રદાન કરવામાં હું મને ભાગ્યવાન માનું છું. જ્યારે પ્રારબ્ધે યથા સમય એ બંનેનો મેળાપ કરાવ્યો છે, ત્યારે મનમાં આશા ઉત્પન્ન થઈ છે; પરંતુ ભગવાન તે આશા પૂર્ણ કરે ત્યારે ખરી. મારો સખા અર્જુન બ્રહ્મચારી છે બેન સુભદ્રા પણ યોગિની છે; એ બેનું સંમેલન સુખ-રૂપ થવાનો કંઈક સંભવ છે ખરો." એમ કહીને શ્રી કૃષ્ણ કરુણ નયને સત્યભામાના મુખ તરફ જોવા લાગ્યા.

શ્રી કૃષ્ણના મનનો ભાવ જાણી જઈને સત્યભામા ઉત્સાહથી બોલી:—"છે–છે, પ્રભુ ! નક્કી એ બેનો યોગ કરાવો. એજ બ્રહ્મચારીની સાથે એ યોગિનીનો યોગ નિશ્ચય થશે."

એ પ્રમાણે ચર્ચા કરતાં કરતાં શ્રી કૃષ્ણ અને સત્ય-ભામા રૈવતકની ઉદ્યાન વાડીમાં આવી પહોંચ્યાં. સુભદ્રા તો પ્રથમથીજ ત્યાં આવેલી હતી. શ્રી કૃષ્ણ અને સત્યભામાને આવેલાં જોઈને સુભદ્રા શયનમંદિરમાં ચાલી ગઈ.

## પ્રકરણ ૨ જું.

### રૈવતક.

શ્રી કૃષ્ણે મથુરાથી આવી દ્વારિકામાં નવી રાજધાની કર્યાને કેટલાંએક વર્ષ વહી ગયાં છે. સુંદર ઝરૂખા, આંખને ઠારે એવી વાડીઓ, સ્વચ્છ જળથી ભરેલાં સરોવરો, વિશાળ રાજમાર્ગો વગેરેથી નવી રાજધાની જાણે અમરાવતીનો પરાભવ કરતી હોય એવી લાગતી હતી. યાદવો અને યાદવ સ્ત્રીઓસહ શ્રીકૃષ્ણ પરમ શાન્તિમાં ત્યાં નિવાસ કરતા હતા.

દ્વારાવતી અતિ સુરક્ષિત નગરી છે, એની ત્રણ બાજુએ સમુદ્ર, અને સામી બાજુ અતિ ઉંચો રૈવતક પર્વત, મોટી ભીંતની માફક વીંટાઇને ઉભો રહ્યો છે. એ પર્વત ઓળંગ્યા વગર જમીન માર્ગે દ્વારિકામાં આવવાને બીજો રસ્તો જ નથી. એ બધાં પર્વતમાર્ગનાં સંકટોથી પ્રવેશ-માર્ગ રક્ષાયલો છે, તેથી બહારથી કોઈ પણ માણસ એ નગરીને લક્ષ્ય કરવાને સમર્થ થઈ શકે એમ નથી. નગર-રક્ષકો પર્વત ઉપર નિવાસસ્થાનો કરીને ગુપ્ત રીતે રહે છે. વચ્ચે વચ્ચે દુર્ભેદ્ય કિલ્લાઓ કરેલા છે કે જેનાથી શત્રુઓનો અટકાવ થઇ શકે છે. એ બધા કિલ્લા ઓળંગે ત્યારે દ્વારાવતી નગરી પર્વત ઉપર એક બાજુ નજરે પડે.

એ જગ્યાએથી એક રસ્તો, દ્વારિકાં આગળ થઇને, શત-મુખી ગંગાની માફક સેંકડો ફાંટાવાળો સાગરતીર સુધી ગયેલો છે, અને ઉપર એક બીજો રસ્તો પર્વતની તલેટીમાં થઇને સમુદ્રને કાંઠે કાંઠે પર્વતના મૂળમાં ચાલ્યો ગયો છે.

પર્વતના મધ્યભાગમાં રસ્તાની બાજુમાં શ્રી કૃષ્ણનું પ્રમોદવન–નાના પ્રકારની તરૂલતા અને પુષ્પ પત્રથી સુ-શોભિત આવી રહેલું છે. પ્રમોદવનને એક છેડે ઘરનાં પાળેલાં પશુઓ શ્યામ રંગની પથરાયેલી ધરોવાળી જમીન ઉપર ચરી રહ્યાં છે; અને બીજી બાજુએ મોર, પોપટ વગેરે પક્ષીઓ જોનારનાં મન રંજન કરી રહ્યાં છે. કોઇ જગ્યાએ કોયલ, મેના વગેરે મધુર કંઠનાં પક્ષીઓ પાંજરાંઓમાં પૂરી રાખ્યાં છે તે સાંભળનારાઓના કાનને આનંદ આપી રહ્યાં છે.

મધ્યમાં એક વિચિત્ર સરોવર છે અને તેની અંદર એક ફુવારો ઉડે છે. તેનાથી એ સરોવર પૂર્ણ ભરાઈ જાય છે. રાજહંસ, કલહંસી, ચક્રવાક વગેરે જળચર પક્ષીઓ સરોવરના પાણીમાં નિરંતર ક્રીડા કર્યા કરે છે. કુમુદ કહ્લાર, રક્તકમળ, શ્યામકમળ વગેરે જળનાં ફુલોથી તથા તેનાં પત્રોથી સરોવર સદાય શોભી રહે છે.

એ સરોવરને કિનારે એક મનોહર મંદિર છે. મંદિર-નો બહારનો ભાગ બહુ મૂલ્યવાન મણિમુક્તાથી જડી

દીધેલો છે. અંદરની શોભા તો એથીએ વધારે રમણીય છે તે જોતાંજ આંખો અંજાઈ જાય, મનમાં અતિશય આનંદ વ્યાપી રહે. અહીં જ શ્રી કૃષ્ણનું વિલાસભવન–પ્રિયતમા સત્યભામાનું શાન્તિનિકેતન છે. સત્યભામા રૈવતક પર્વત ઉપર આવે ત્યારે અહિં જ નિવાસ કરે. તેની પ્રિય સખી સુભદ્રાને રહેવાને પણ એ સ્થાન જ નિર્દિષ્ટ થયેલું છે.

સમુદ્રના પાણી ઉપર થઈને આવતો વાયુ ગ્રીષ્મ ઋતુની ગરમીને દૂર કરી નાખે છે. શીત અને ગ્રીષ્મ બંને સમભાવે રહેવાથી એમ માલૂમ પડે છે કે જાણે અહી નિરંતર વસંત જ વિરાજી રહે છે. જુદી જુદી ઋતુઓન ફૂળફુલ સર્વદા અહીંયાં થાય છે. એના જેવું સુખનુ સ્થાન ભારતમાં બીજું નહિ હોય.

સત્યભામા તેની પ્રિય સખી સુભદ્રા સાથે કોઈ કોઃ વાર અહીં આવીને રહે છે; કારણ એ સ્થાન જ સુભદ્રાને વધારે વહાલું છે. સુભદ્રા પ્રકૃતિદેવીની પાળેલી કન્ય જેવી જ હતી. સ્વાભાવિક સામાન્ય સૌંદર્યથી પણ તેના મનમ અતુલ આનંદનો સંચાર થતો. જે દિશાએ જુએ તે દિશાએ પ્રકૃતિની નિત્ય નૂતન મધુર લીલા જોઈને તે મોહ પામ જતી. કોઈ વખત તો તે કોયલનો મધુર ટહૂકો સાંભળીને પોતે પણ 'કુહૂ કુહૂ' એમ બોલી સકળ લોકને મુગ્ધ કર નાખતી; કોઇ વખત હરિણી સાથે આનંદમાં નૃત્ય કરતી

કોઈ વખત અસીમ આકાશ, અપાર સમુદ્ર જોઈ તેની આગળ પોતાનું ક્ષુદ્રત્વ વિચારી અભિમાનનો ત્યાગ કરતી; કોઇ વખત નવીન મેઘમાં, નીલવર્ણા સાગરમાં, શ્યામ તરુઓ-માં, શ્રી કૃષ્ણની છાયાનો અનુભવ કરી તન્મય થઈ જતી.

સુભદ્રા દરરોજ રત્નવેદી ઉપર શ્રીકૃષ્ણ અને બલરામની મૂર્તિ વ્રજવાસી વેશે સ્થાપન કરી, તેને વનફૂલ પહેરાવી, અપાર આનંદ પામતી, તેમના ચરણમાં પુષ્પાગ-જલી અર્પણ કરી, તેમના ગુણોનું કીર્ત્તન કરી, પોતાને ચરિતાર્થ માનતી. સત્યભામા સુભદ્રાના મુખે શ્રીકૃષ્ણનાં ગુણગાન સાંભળી સુખમાં મગ્ન થઇ તેની પાછળ પાછળ ફર્યા કરતી. બલરામ અને શ્રીકૃષ્ણ બંને સુભદ્રાને મન ઉપાસ્ય દેવ—પરંતુ ભક્ત-વત્સલ શ્રીકૃષ્ણ તેની ભક્તિથી મુગ્ધ થઈ ગયેલા હતા, અને બલરામ ભક્તિરૂપિ દોરાથી બંધાયલા જેવા હતા.

સત્યભામા એજ મંદિરની બાજુમાં સમુદ્રતીરે ઉભેલી છે. પહેલા પ્રકરણમાં એજ સમુદ્રના કિનારા ઉપર આપણે સત્યભામા અને સુભદ્રાને દેખી છે.

રૈવતક, યાદવોનું પવિત્ર તીર્થ છે. યાદવ સ્રીઓ એજ પર્વત ઉપર આવેલાં દેવ દેવીઓની અર્ચા કરવાને નિમિત્તે પર્વતની પ્રદક્ષિણા કરે છે. વ્રત અને પર્વને દિવસે અહીં આનંદ આનંદ થઇ રહે છે.

## પ્રકરણ ૩ જું.

---

### રૈવતક ઉપર રુકિમણી.

રૈવતકની ઉદ્યાનવાટિકામાં આજ આનંદનો પાર નથી. સેંકડો દાસ દાસીઓ ઉદ્યાનને શણગારી રહી છે. સત્યભામા તેમજ સુભદ્રા તેમના ઉપર દેખરેખ રાખે છે. એક એક સ્થાનને સો સો વખત શણગારે છે તોપણ તેમના મનને સંતોષ થતો નથી. મધ્યાહ્ન થતા સુધીમાં તો ગૃહ, લતામંડપ, તોરણ વગેરે સુંદર કારીગરીથી તૈયાર બનીને અદ્વિતીય સૌંદર્ય ધારણ કરી રહ્યાં.

સુભદ્રા આજ બહુ ખંત કરીને સત્યભામાને રત્નના અલંકારો ધારણ કરાવે છે. સત્યભામા પણ ઘણા ઉમળકાથી સુભદ્રાને તરેહ તરેહનાં લૂગડાં તથા ઘરેણાં પહેરાવે છે, અને મનમાં ને મનમાં બોલતી જાય છે કે,–" એક તો આનું ત્રિભુવનને મોહ પમાડે એવું રૂપ છે, અને તેમાં વળી આ શણગાર સજ્યા, એટલે એ બ્રહ્મચારીના મનને કેમ ભોળવી નહિ નાખે ! " વળી શ્રીકૃષ્ણને ઉદ્દેશીને મનમાં જ પ્રાર્થના કરવા લાગી કે,–" હે પ્રભો ! તમારી જ પ્રેરણાથી આ કામ હાથમાં લીધું છે; જો જો એ શરમાઈ ન જાય. "

બંનેનું શણગાર સજવાનું કામ પૂરૂં થયું. સત્યભામા દર્પણમાં મુખ જોવા લાગી. તમામ અવયવો ઉપર પહેરેલા અલંકારો અને વસ્ત્રોની બારીકાઈથી નિરીક્ષા કરવા લાગી. સુભદ્રાએ હસીને તેને કહ્યું–" ભાભી સાહેબ, મેં તમને શણગાર પહેરાવવામાં જરા પણ ખામી રાખી નથી. તમને જેવા વેશની જોઈને મોટાભાઈ રાજી થાય, તેજ વેશે મેં તમને બરોબર શણગાર્યાં છે. આ શણગાર ભાઈના મનના આનંદને માટે છે–તમારા સૌન્દર્યની વૃદ્ધિને માટે નથી."

" ત્યારે તમારા આ શણગાર કોના મનના આનંદને માટે છે, સુભદ્રા ?" એમ ટોળ કરી સત્યભામા વાંકી નજરે સુભદ્રા તરફ જોઈને બોલી, અને સુભદ્રા શું જવાબ આપે છે તે સાંભળવાની રાહ જોવા લાગી.

" મારા આરાધ્ય દેવ અને દેવીના મનના આનંદને માટે, બીજું શું ? એ દેવ અને દેવીના સ્નેહને લીધેજ આજે આ ઉત્સવના દિવસે રોજનાં ભગવાં લૂગડાંનો ત્યાગ કરીને આમ રત્નાલંકારથી વિભૂષિત થઈ છું. મને શણગાર સજેલી જોઈને જ્યારે તમે સુખી થાઓ છો, ભાભી, ત્યારે મ્હારે શા માટે શણગાર ન સજવા ? હું તો તમારી સેવિકા; તમને રાજી કરી શકું ત્યારે જ મારૂં જીવન સફળ થયેલું માનું. ભાઈ શ્રી કૃષ્ણ મ્હારા આરાધ્ય દેવ, તમે આરાધ્ય દેવી. તમારી કૃપા સંપાદન કરવામાંજ મને સુખ લાગે. એ

કૃપાની જ તમારી પાસે મારી પ્રાર્થના છે. જો એ ન મળે તો પછી તમારી આગળ હું એક તુચ્છમાં તુચ્છ જેવી પછી તો તમારા ચરણુ આગળ ઉભી રહેવાને પણુ અયોગ્ય."

ભક્તિભાવે એ કથા કહેતાં કહેતાં સુભદ્રાની આંખમાં પ્રેમનાં આંસુ આવી ગયાં. સત્યભામાની આંખો પણુ પ્રેમથી ભરાઈ આવી.

"ના ના, બેની! એવું ન બોલો. તમારા ભાઈની પેઠે તમે પણુ મ્હારા હૃદયમાં સ્થાન પામવાને યોગ્ય છો. હું તો તમારામાં તમારા ભાઈની છાયા જોઈને એકાત્મભાવ અનુભવું છું. તેથીજ તમારા ભાઈ નથી હોતા, ત્યારે તમારી સાથે રહીને કેટલું બધું સુખ અનુભવું છું! તમે અમને કેટલાં મોંઘાં છો તે તો તમે જાણો છો જ." એ પ્રમાણે બોલીને સત્યભામા બહુ પ્રેમ બતાવવા લાગી. બહુ સ્નેહ-મમતા કરવા લાગી. તેને છાતી સાથે ચાંપીને અતિશય શાન્તિ અનુભવવા લાગી. આનંદાશ્રુથી તેનાં નેત્ર પરિપૂર્ણ ભરાઈ ગયાં. પછી વળી તે બોલી: "તમારા જેવી તે બીજી કોણ સૌભાગ્યવતી હશે વારૂ નાની બેન?"

"હા, ભાભી! જે માણુસ નિરંતર ગોલોકધામમાં વાસ કરીને લક્ષ્મી—સરસ્વતીસહ નારાયણુનાં દર્શન નિત્ય કરે છે, તેના જેવી તે સૌભાગ્યવતી બીજી કોણુ હોય? જેના ભાઇ સાક્ષાત્ નારાયણ, ભોજાઈ સત્યભામા-સરસ્વતી અને રૂક્મિણી, તેમની જે સેવિકા અને સ્નેહની અધિકારિણી-

તેના જેવી સૌભાગ્યવતી બીજી કોણ હોય ભાભી? તમે અને સૌભાગ્યવતી બનાવી, તેથી જ હું સૌભાગ્યતી છું; નહિં તો હું તે શા હિસાબમાં?"

એ વાત બોલતાં બોલતાં સુભદ્રા જાણે પ્રભુ સ્વરૂપમાં લીન થઈ ગઇ હોય એમ જણાઈ. એટલામાં નજીકમાં કંઇ કોલાહલ સંભળાયો. દ્વારિકાથી પુત્ર પુત્રીઓ સાથે રૂકિમણી, રૈવતક ઉપર આવેલાં છે તે "ક્યાં છે સુભદ્રા?" "સત્યભામા ક્યાં છે?" એમ બોલતાં બોલતાં બંનેને શોધતાં શોધતાં ત્યાં આવી પહોંચ્યાં. રૂકિમણીને જોતાંજ સત્યભામાએ, સુભદ્રાના કાનમાં "એ સુભદ્રા! મોટી બેન આવ્યાં છે." એમ કહી આગળ આવી રૂકિમણીના ચરણમાં પ્રણામ કર્યાં.

"પતિસોહાગિની થા." એમ આશીર્વાદ આપી રૂકિમણીએ સત્યભામાને છાતી સાથે સ્નેહથી દાબી. સત્યભામા, શોકયના મુખમાંથી જેવા આશીર્વાદની સ્ત્રીઓ ભાગ્યેજ આશા રાખે તેવો આશીર્વાદ પામવાથી અતિશય આનંદમાં આવી ગઈ. તેણે રૂકિમણીના ચરણની રજ લઇ માથે ચઢાવી.

સત્યભામા પ્રણામ કરી રહ્યા પછી તરતજ સુભદ્રાએ રૂકિમણીને પ્રણામ કર્યાં. "થોડા વખતમાંજ પતિ પુત્રવતી થજે." એવો આશીર્વાદ રૂકિમણીએ તેને આપ્યો અને પછી સ્નેહપૂર્વક તેનું મસ્તક સુંઘ્યું. એ વખતે સત્યભામા

આનંદ સહિત બોલ્યાઃ “ મોટી બેનનો આશીર્વાદ વૃથા થાય જ નહિ. સુભદ્રા ! થોડા વખતમાંજ તમને મનપસંદ પતિ મળશે.” એમ કહીને તે મોટેથી હસી પડી.

રૂક્મિણી આનંદથી સત્યભામાને કહેવા લાગીઃ “ તમારા મુખમાં સાકર. નારાયણ જરૂર મારો આશીર્વાદ સફળ કરશે.” એમ બોલીને રૂક્મિણીએ સુભદ્રાને છાતી સાથે સ્નેહથી દબાવી લીધી અને પછી બોલીઃ “ સુભદ્રા ! આજે તને જોઇને હું બહુજ સુખી થઈ છું. આ શણગાર તને બહુજ શોભે છે. છૂટા વાળ અને યોગિની વેશ હવે આ ઉમ્મરે ન શોભે. દર્પણમાં જો, આજ ત્હારૂં શરીર કેવું સુંદર શોભે છે! આવા વેશથી શું નારાયણની સેવા નથી થઇ શકતી? બાળપણ જ શિક્ષણને માટે યોગ્ય સમય છે; એ સમયમાં વિલાસી થવાથી શિક્ષણમાં અડચણ આવે છે; તેથી મનને સંયમમાં રાખી, સખ્ત બ્રહ્મચર્ય-વ્રત ધારણ કરી શિક્ષણ લેવું જોઇએ. તમારા ભાઇએ પણ એ કારણથી જ તમને આ કઠોર બ્રહ્મચર્યવ્રત ધારણ કરાવ્યું હતું. હવે તમારો શિક્ષણકાળ પૂરો થયો છે. તમામ વિષયો-માં પારંગત થવાથી હવે તમે રમણી વર્ગમાં આદર્શ-રૂપ થયાં છો. તમારા ભાઈ કહે છે કે, ‘ મારી પાસે જે કંઈ જ્ઞાન હતું તે બધું મેં સુભદ્રાને આપ્યું છે.–શું શસ્ત્ર શું શાસ્ત્ર, દરેક વિષયમાં સુભદ્રા મારી બરોબરી કરી

શકે એમ છે. મારામાં જે જે કંઈ ગુણ તમે જોઈ શકો તે બધા સુભદ્રામાં પ્રતિફલિત થયેલા છે.' "

એ પ્રમાણે પોતાનાં વખાણ સાંભળીને સુભદ્રા શરમાઇ ગઈ. કૃષ્ણના સર્વ પુત્રો આનંદિત થતા થતા તેની આસ-પાસ ફરી વળ્યા. તેમની સાથે સ્નેહથી મમતા દેખાડતી સુભદ્રા બહાર ચાલી ગઈ.

અહીં સત્યભામા, રૂકિમણીને મંદિરનો શણગાર તથા ઉદ્યાનની શોભા દેખાડતી દેખાડતી તેની સાથે વિશ્રામભવન-માં ગઇ; અને કૃષ્ણ તથા અર્જુન સંબંધી બંને જણ ત્યાં વિવિધ વાતો કરવા લાગ્યાં.



## પ્રકરણ ૪ થું.

### જગતમાં અદ્વિતીય વીર કોણ?

ત્રીજો પહોર થઈ ગયો છે. હજુ પણ સખા સાથે શ્રી કૃષ્ણ રૈવતક ઉપર આવ્યા નહિ. જેમ જેમ વખત જવા લાગ્યો તેમ તેમ સત્યભામાનો ઉદ્વેગ વધતો ગયો. હવે તે વધારે વખત વિશ્રામગૃહમાં થોભી શકી નહિ. ત્યાંથી નિકળીને તે સુભદ્રાની પાસે ગઈ. ત્યાં જુએ છે તો શયનગૃહમાં એકલી બેસીને સુભદ્રા કંઈ વિચાર કરતી પડી રહી છે. તેના વિચાર પ્રવાહમાં અટકાવ નાખી સત્યભામા કહેવા લાગી:–"સુભદ્રા! આજ અમારૂં મોટું ભાગ્ય કે જગતમાં અદ્વિતીય વીરનાં દર્શન અમને થશે."

વિસ્મય પામીને સુભદ્રા બોલી:–"એ વળી કોણ? જગતમાં જે અદ્વિતીય વીર છે, તેનાં તો આપણે રોજ દર્શન–પૂજન કરીને કૃતાર્થ થઇએ છીએ, તો પછી આપણે સુભાગી થવાનું શું બાકી છે, ભાભી! જે અદ્ભુત વીરત્વ દેખાડીને ભાઇ સ્યમંતકમણિ લઇ આવ્યા, અને એ વીરત્વ દેખાડવાનો પ્રસંગ લાવનાર તમારા પિતા–જેમણે સ્યમંતક સાથે તમારૂં દાન પ્રભુને કર્યું, એ કથા શું ભૂલી ગયાં?"

એ પ્રમાણે ભાઈના વીરત્વનું વર્ણન કરતાં કરતાં સુભદ્રાના મુખ ઉપર તેજી આવી ગઈ.

" શ્રીકૃષ્ણના વીરત્વની વાત સાંભળી સત્યભામા મનમાં ને મનમાં ફુલાવા લાગી; પરંતુ સુભદ્રાને ઉત્તેજીત કરવાની ખાતર વ્યંગ્યમાં પાછી કહેવા લાગીઃ–" હું ! જાણીએ છીએ તમે તમારા ભાઇના વીરત્વની વાત કહો છો તે ! હાં, તે મોટા વીર ખરા ! પૂર્વજન્મે તે જામ્બવાનના ગુરુ હતા, તેથીજ બચી શકયા, અને જામ્બુવતીને પણ મેળવી શકયા, નહિ તો શું થાત તે કોણ જાણે ! " એમ બોલી ઉત્તરની આશાથી તે સુભદ્રાના સામું જોવા લાગી.

એ વાત સાંભળીને સુભદ્રા ઉત્તેજીત થઇને કહેવા લાગીઃ–" તમે શું જાણો ભાભી ! મ્હોટાં ભાભી–રૂક્મિણીનું હરણ કરી લાવ્યા તે સમયે તો ભાઈ એકલા જ હતા– સાથે કોઈ નહોતું, તે છતાં રૂકમ અને શિશુપાલનો તેમના સૈન્ય સાથે તેમણે પરાજય કર્યો હતો. એમના વીરત્વની તુલના કોની સાથે થઈ શકે એમ છે ? "

સુભદ્રા ઉત્સાહમાં એ પ્રમાણે બોલતી હતી તેવામાં વચ્ચેજ ખૂબ હસી પડીને સત્યભામા બોલી ઉઠીઃ–" હરણ કરી લાવ્યા એમ નહિ, સુભદ્રા ! ચોરી કરી લાવ્યા એમ કહો. પણ, એમાં અડચણ વગર નાસી છૂટયા એ વીરત્વ ખરૂં ! એવા વીરત્વનાં વખાણ કરવામાં તો તમારા ભાઈના

કરતાં તો રથના ઘોડા અને સારથિ દારૂકની પણ વધારે બહાદુરી ગણવી જોઈએ.”

સત્યભામાના આ શબ્દોથી સુભદ્રા જરાક ઝાંખી પડી; તો પણ ઉત્સાહથી વળી કહેવા લાગી:–“ ભાઈના વીરત્વની તો તુલના જ થઈ શકે એમ નથી. બાળપણમાં જ તેમણે જે ભારે વીરત્વ બતાવી આપ્યું છે, તેવું વીરત્વ બીજા કોઈ પણ માણસના આખા જીવનમાં પણ જોયું છે ખરૂં? એ જ્યારે ધાવણા બાળક હતા ત્યારે પૂતના નામની મહારાક્ષસીને તેમણે મારી નાખી; શિશુ અવસ્થામાં કંસે મોકલેલા અઘાસુર આદિ ગુપ્ત શત્રુઓનો વિનાશ કરી પોતાની રક્ષા કરી; એજ પ્રમાણે કિશોર અવસ્થામાં ભાઈએ જે વીરત્વનાં કામ કર્યાં છે તેનો જરાક વિચાર તો કરી જુઓ! તેમનો વિનાશ કરવાને માટે તો કંસને ધનુર્યજ્ઞ કરવો પડયો હતો. પરંતુ તેમાં પણ ભાઈ સરળ મનથી નિમંત્રણને માન આપીને ગયા હતા; અને જે વખતે તેઓ કંસના મહેલના દરવાજામાં પેઠા તે વખતેજ ચાણુર અને મૂષ્ઠિક નામના કંસના બે મલ્લો, સોળ વર્ષના આ હથિયાર વગરના બાલક ઉપર ટુટી પડયા; તે છતાં આ અણુ-ચિન્તવ્યા હુમલાથી તેઓ જરા પણ ગભરાયા કે બીધા નહિ. તેમના શરીરમાં એકદમ હજારો હાથીનું બળ સ્ફુરી આવ્યું, અને હથિયાર વગરના તે બંને ભાઈઓએ મલ્લ-યુદ્ધમાં તે બંનેનો નાશ કર્યો. એમનું અદ્ભુત વીરત્વ

જોઈને કંસનું આખું લશ્કર જીવ લઇને નાશી ગયું. ત્યાંથી વળી થોડે દૂર જતાં જ કુવલય નામના એક મદમસ્ત હાથીને તેમની સામે છોડી મૂકવામાં આવ્યો. ડાબા હાથે તેનું પૂંછડું પકડીને ભાઇએ તેને ખૂબ ફેરવીને એવો દૂર ફેંકી દીધો કે જેથી તે તુરત જ રામશરણ થઇ ગયો.

જ્યારે તેમણે કંસની સભામાં પ્રવેશ કર્યો, ત્યારે સૈન્ય અને સામન્તો એમની સ્નેહભરેલી, મધુર, આંખને ઠારે એવી મૂર્ત્તિને કઠોરરૂપે જોઇને ભયભીત થઇને નાશી ગયા. નિરૂપાયે કંસ એકલાએ એ હથિયાર વગરના બંને બાળકો ઉપર આક્રમણ કર્યું. તે વખતે ભાઇએ તેનાં અસ્ત્ર છિનાવી લીધાં અને તેને મલ્લયુદ્ધ કરવાની ફરજ પાડી. એક તરફ ભારતમાં શ્રેષ્ઠવીર એવો કંસ, અને બીજી તરફ સોળ વર્ષની વયના વીરકુમાર શ્રી કૃષ્ણ! સભાના લોકો તો જોયા જ કરે. કોણ જીતશે અને કોણ હારશે તેને માટે બધાનાં મન ઉદાસ થઈ રહ્યાં હતાં. સભાજનોએ જોયું કે કંસને પાડી નાખીને ભાઈ તેમની છાતી ઉપર ચઢી બેઠા છે અને ડાબે હાથે તેનું ગળું જોરથી પકડીને તેના પ્રાણ ખેંચી કાઢયા છે. એ જોઈને બધા લોકો આનંદની ગર્જના કરી ઉઠયા. ભાઇએ એક બાજુ કંસના પ્રાણ લીધા, અને બીજી બાજુ મથુરાનું રાજ્ય કબજે કર્યું. પરંતુ પોતાને રાજ્ય નહોતું જોઈતું, તેથી કંસના પિતાને રાજ્યગાદી

ઉપર બેસાડયો. હવે કહો ભાભી! એવું વીરત્વ બીજા કોઇના જીવનમાં સાંભળ્યું છે?"

એટલું બોલી સુભદ્રા આગ્રહ સાથે સત્યભામા તરફ જોવા લાગી. તેણે મનમાં વિચાર્યું કે સત્યભામાને ખાત્રી કરાવવાને હવે વધારે કહેવાની જરૂર નહિ પડે. નક્કી તે ભાઈનેજ સર્વથી શ્રેષ્ઠવીર તરિકે કબુલ કરશે જ. પરંતુ "ચોર હોય તે ધર્મની વાત સાંભળે જ નહિ." તેમ સત્યભામા જો કે શ્રી કૃષ્ણના વીરત્વની વાત સાંભળીને હર્ષ પામી હતી, તો પણ તે વાત તેણે કબુલ કરી હોય એમ જણાયું નહિ. તેણે વળી કહ્યું:—"હા, એમનું વીરત્વ વધી જાય ખરૂં; પણ સુભાગ્યે તમારા મોટાભાઈ સાથે હતા. તમારા નાના ભાઈના ભાગમાં એમાંનો કેટલો અંશ આવે તે તો શી રીતે જાણી શકાય! વળી એજ વીરત્વના પરિણામે તો જુઓને જરાસંધના ભયથી મથુરા છોડીને દ્વારકા તરફ પલાયન કરી જવું પડયું!"

"ભાભી! તમે બોલવામાં ભૂલ કરો છો. ભાઇ શું જરાસંધના ભયથી દ્વારકા નાસી આવ્યા છે? કદી નહિ. જરાસંધ જેટલી વાર મથુરા ઉપર ચઢી આવ્યો હતો, તેટલી વાર ભાઈએ તેને હરાવીને કાઢી મૂકયો હતો. પરંતુ તેમણે જાણ્યું કે યદુવંશીને હાથે જરાસંધ મરે એમ નથી, અને એના વારંવારના હુમલાથી નાહક

અસંખ્ય પ્રાણીઓની હત્યા થાય છે. આ કારણથી જ કરુણ હૃદયના ભાઇ મથુરા છોડીને ચાલ્યા આવ્યા. જરાસંધના ભયથી નહિ, સમજ્યાં ભાભી ?"

સુભદ્રાનું આ વચન સાંભળીને સત્યભામા વ્યંગમાં બોલી:—"પ્રાણી હત્યા નિવારણ કરવા, કે જરાસંધના ભયથી, ગમે તેમ હો, પણ પોતાનું રાજ્ય છોડીને નાશી જવું પડયું, તેનું શું ? બસ, હવે તમારા ભાઇના વીરત્વની વધારે કથા સાંભળવાની મને ઇચ્છા નથી. પરંતુ હાલ તો કયે દિવસે કયા વીરના ભયથી પોતાની પ્રેમપાત્ર બ્હેન સુભદ્રાનું દાન કરવું પડશે તેની જ ચિન્તામાં અમારૂં મન અસ્થિર થઇ રહ્યું છે." એમ કહીને હાસ્યપૂર્વક જેવું સુભદ્રાના મુખ સામું તેણે જોયું તેવીજ સુભદ્રા આંખમાં પાણી લાવી ગળગળી થઈને સત્યભામાને કહેવા લાગી:—

"ભાભી! મારા ભાઈ શ્રેષ્ઠવીર હશે કે નહિ હોય; પરંતુ તમારા મુખમાં તેમની નિંદા શોભતી નથા. પતિનિન્દા એ સતી સ્રીને માટે મહાપાપ છે. એવા પાપમાં તમે મ પડો છો ભાભી ?"

સુભદ્રાના મુખથી શ્રી કૃષ્ણનાં ગુણગાન સાંભળી સાંભળીને સત્યભામાનો હર્ષ ઉભરાઈ જવા લાગ્યો. સુભદ્રાની કૃષ્ણભક્તિ જોઇને તે આશ્ચર્ય પામી. સ્નેહપૂર્વક સુભદ્રાને આલિંગન કરીને તે કહેવા લાગી:—"ના ના, નાની બેન !

તમારા ભાઈની નિંદા કરીને તમને દુઃખી કરવાનો મારો ઉદ્દેશ નથી. પરંતુ તમારા ભાઈ જાતે જ કહે છે કે 'અર્જુન જ ભારતવર્ષમાં અદ્વિતીય વીર છે.' આજે તે જ અર્જુનનું અહીં આગમન થાય છે, તેથી હું એ વિષે બોલતી હતી. અમને સૌને આજે તે જ અદ્વિતીય વીરનાં દર્શન કરવાનો લાભ મળશે. તમારા ભાઈને મુખે વીર અર્જુનના વીરત્વની જે જે વાતો સાંભળી છે, તેમાં ફક્ત દ્રૌપદીના સ્વયંવરની કથા જ હું તમને કહી સંભળાવું છું. તે ચિત્ત દઇને સાંભળો."

"દ્રૌપદીના પિતા દ્રુપદ રાજાએ જગતમાં અદ્વિતીય વીર હોય તેને જ પોતાની કન્યા પરણાવવાનો નિશ્ચય કરી મચ્છવેધ ગોઠવ્યો હતો. એક થાંભલા ઉપર ઘણે ઉંચે એક મચ્છ ગોઠવ્યો હતો. તેની નીચે એક ચક્ર નિરંતર ફર્યા કરતું હતું. ચક્રની વચમાં બરોબર એક બાણુ જ જઈ શકે એટલો છેદ રાખ્યો હતો. છેદ નીચે સ્વચ્છ પાણીથી ભરેલો કુંડ હતો. તે પાણીમાં જોઈને જે ચક્રના છિદ્રમાં થઈને બાણુ મારી એ માછલાની આંખ વિંધી શકે, તેનાજ ગળામાં દ્રૌપદી વરમાળ પહેરાવે એમ ઠરાવ્યું હતું.

"આખા ભારતના પ્રત્યેક રાજ્યમાં આ વાત ચાલી રહી હતી. વીરભૂમિ ભારતના તમામ વીર પુરૂષો એ સ્વયંવર સભામાં આવેલા હતા. અસંખ્ય મોટા મોટા વીરપુરુષોથી સ્વયંવર સભાની શોભામાં અપૂર્વ વધારો થઈ રહ્યો હતો.

"નાના પ્રકારનાં વસ્રાલંકારથી શોભી રહેલી દ્રૌપદી હાથમાં વરમાળ લઈને સ્વયંવર સભામાં આવી. તેનું રૂપ જોઇને વીરપુરુષોના હૃદયમાં આશાનો અગ્નિ સળગી ઉઠચો. પરંતુ માછલાના ચક્ર તરફ દૃષ્ટિ કરતાં જ નિરાશાની શંકા તેમના ચિત્તને વ્યાકુલ કરવા લાગી.

જ્યારે પ્રસિદ્ધ પ્રસિદ્ધ વીરરુપુષો મચ્છવેધ કરવામાં અસમર્થ થઈ પડયા, ત્યારે બીજા વીરોનાં ગાત્ર તો ભાગી જ ગયાં. એટલે ધનુષબાણુ ઉઠાવવાનું સાહસ કોઈ કરી શકયું નહિ.

"દ્રૌપદીના સ્વયંવરમાં આ તો મોટું વિઘ્ન આવી પડયું. તે જોઇને તેનો ભાઇ ધૃષ્ટદ્યુમ્ન, દ્રૌપદીને સાથે લઇને ક્ષત્રિય મંડળમાં ફરી દ્રૌપદી પરણાવવાનું 'પણ' વારંવાર સર્વને કહી સંભળાવવા લાગ્યો. પરંતુ ક્ષત્રિય સભામાંથી એક પણ પુરુષ સાહસ કરીને ધનુષબાણુ ધારણુ કરવા ઉઠી શકયો નહિ.

"કેટલાક વખત સુધી આખી સભા શાન્ત સ્તબ્ધ બની રહી. ક્ષત્રિય સભા લજ્જાથી નીચું મુખ ઘાલી રહી. બ્રાહ્મણુ સભા નિરાશાથી ખિન્ન બની ગઈ. સાધારણુ લોકો ઉદ્વેગ અને ઉત્કંઠામાં પડી ગયા. એ વખતે બ્રાહ્મણુ સભામાંથી એક યુવાન ઉઠચો અને મચ્છવેધ કરવાને રજા માગવા લાગ્યો.

"ક્ષત્રિયસભામાં બેઠેલા લોકોએ વિસ્મયથી તેના તરફ જોઇ મોટેથી હસવા માંડયું, અને તેની મશ્કરી કરવા માંડી.

પરંતુ બ્રાહ્મણો તેને નિરાશ થતો જોઈ ક્ષત્રિયોને બોલતા અટકાવવા લાગ્યા. ચારે તરફથી મશ્કરીના જુદી જુદી જાતના અવાજો સંભળાવા લાગ્યા. રસ્તાની બંને બાજુએ મચ્છવેધ કરવા જનાર માણસને લોકો વારંવાર ચાળા કરીને અટકાવવા લાગ્યા. બ્રાહ્મણ સભામાંથી એક માણસ તે વખતે ઉભો થઇને બોલી ઉઠયો—"જેનામાં જેટલી શક્તિ હોય તે તે જાતે જ જાણે છે; બીજાનામાં તે જાણવાની શક્તિ નથી. એટલા માટે જે પુરુષ મચ્છવેધ કરવાને જાય છે તેને અડચણ કરવી વ્યાજબી નથી. જે કામ કરવાને સેંકડો ક્ષત્રિયો અશક્ત નિવડયા છે, તે કામ કરવામાં બ્રાહ્મણ સભામાંથી એક માણસ નિષ્ફળ નિવડશે તો તેમાં બ્રાહ્મણોને કલંક જેવું કંઈ નથી. અમારો સર્વનો આશીર્વાદ છે કે એ યુવકના મનોરથ સફળ થાઓ, અને અમારા સઘળાના આનંદમાં વૃદ્ધિ કરો." આ વખત બ્રાહ્મણવર્ગ સ્થિર થઈ રહ્યો અને ક્ષત્રિયવર્ગ પણ કોલાહલ કરતો શાંત થઈ ગયો.

"તે જુવાન શાંત ધીર ગતિથી મચ્છવેધ કરવાને સ્થાને જઈને ઉભો રહ્યો. તેના ઘુંટણ સુધી લાંબા હાથ અને કમળના જેવાં નેત્રમાં ક્ષાત્ર તેજ, ભસ્મમાં ઢંકાઈ રહેલા અગ્નિની માફક જણાઈ આવતું હતું તે જોઇ સર્વ કોઇ વિસ્મિત થઇ ગયા. ધનુષ્યબાણ લઇને તે પાણીની છાયામાં નિશાન જોવા લાગ્યો. ધનુષ્ય ધારણ કરવાનું તેનું અપૂર્વ

કૌશલ્ય અને નિશાન તાકવાની અજબ ચતુરાઇ જોઇ ક્ષત્રિય સભામાં ગણુગણાટ થઈ રહ્યો.

"ચકિત થઈને બધા એકી નજરે તે તરફ જોઈ રહ્યા. એક ક્ષણમાંજ એક બાણ છૂટયું અને ચક્રના માર્ગમાં થઇને મચ્છની આંખ વિંધીને નીચે પડયું. બ્રાહ્મણસભા આનંદમાં ગાજી ઉઠી. ક્ષત્રિયોએ આંખો લાલ પીળી કરીને અદેખાઇથી મચ્છવેધનો સ્વીકાર કરવાની ના પાડી. પરંતુ મચ્છવેધ કરનાર યુવાન ત્યાંથી ખસ્યો નહિ. બીજું એક બાણ ચડાવીને તેણે મચ્છને બે કકડા કરીને નીચે પાડયું. આંખ વિંધાયલું માછલું નીચે પડયું તે જોતાં જ મચ્છ-વેધનો અસ્વીકાર કરવાનું કોઈને કારણ રહ્યું નહિ.

"દ્રૌપદી વરમાળા લઇને તે જુવાનને પહેરાવવા આવી. યુવકે તેમ કરતાં તેને અટકાવી. એટલામાં ક્ષત્રિય રાજાઓ આવીને ધન, રત્ન, રાજ્ય વગેરે આપવાનો લોભ બતાવી તે જુવાન પાસેથી દ્રૌપદી જેવું રમણીરત્ન મેળવવાની ચેષ્ટા કરવા લાગ્યા, પરંતુ તેણે તે સર્વનો અસ્વીકાર કર્યો. છેવટે કંઈ ન ચાલ્યું ત્યારે તેઓ જોરાવરીથી તેની પાસેથી દ્રૌપદી ખુંચી લેવા લઢવાને માટે તૈયાર થયા. લાખ લાખ યોદ્ધાઓએ તે જુવાનને ઘેરી લીધો. સ્વયંવરસભા તે વખતે એક ભયંકર યુદ્ધક્ષેત્ર જેવી થઈ પડી. તે એકલો જુવાન એ તમામ યોદ્ધાઓને પરાજીત કરીને દ્રૌપદીની રક્ષા કરવાને સમર્થ થયો. તેણે ધનુષ્ય ધારણ કર્યું તે સાર્થક

થયું. એ જુવાનના વીરત્વથી બધા નવાઇ પામ્યા અને ભયભીત થઈને નાઠા. તેની સામે થવાને પછી કોઇ આવી શકયું નહિ. અંતે વાદળાં વેરાઇ ગયા પછી બહાર આવેલા ચંદ્રની પેઠે તે જુવાન દ્રૌપદીને સાથે લઈને ચારે ભાઈઓને આવી મળ્યો. પછી માતાની પાસે જઈ માતાની આજ્ઞા અનુસાર પાંચે ભાઇઓ સાથે દ્રૌપદીનું લગ્ન થયું.

"તમારા ભાઇએ, એ યુવકનું તે દિવસનું વીરત્વ જોઈને જ તેની મિત્રતા કરવાની માગણી તેની પાસે કરી હતી. તપાસ કરતાં માલમ પડયું કે એ જુવાન તે પોતાની ફોઈ કુન્તાનો ત્રીજો પુત્ર અર્જુન, હસ્તીનાપુરના રાજા પાંડુનો પુત્ર હતો. દુર્યોધને લાક્ષાગૃહમાં બાળવાની કપટજાળ રચ્યા પછી તેમાંથી બચીને પાંચે પાંડવ માતા કુન્તી સાથે છૂપા વેશે ભીક્ષા માગીને ફરતા હતા. એ કારણથી સ્વયંવર-સભામાં બ્રહ્મચારીને વેષે પાંડવો આવીને બેઠા હતા. જેણે એકલાએ લાખ લાખ નરપતિઓને પરાજીત કરી નાખ્યા તે શું વીરશ્રેષ્ઠ ન કહેવાય?"

અર્જુનના વીરત્વની વાત સાંભળતાં સાંભળતાં વીર-બાલા સુભદ્રા હર્ષમગ્ન થઈ ગઈ. તેના મુખ ઉપર રતાશ જણાવા લાગી, નાડીમાં વિજળીના વેગથી લોહી વહેવા લાગ્યું. તે બોલીઃ—"હા, અર્જુન વીર જેવા વીર ખરા. પરંતુ ભાઈ જો મચ્છવેધ કરવામાં અસમર્થ નિવડયા હોત, તો ભાઇના ઉપર તેમને સ્થાન અપાત. પણ ભાઈએ તો તે

કરવાનો પ્રયાસ પણ કર્યો નથી; તેમ દ્રૌપદી મેળવવાને અર્જુનની સાથે યુદ્ધ પણ કર્યું નથી; ને પરાજીત પણ થયા નથી."

"પોતાનામાં શૌર્ય હતું તો શા માટે તે બેસી રહ્યા? તેમણે રૂક્મિણીના લોભમાં દ્વારકાથી અતિ દૂર ભીષ્મક રાજાના રાજ્યમાં પ્રયાણ કર્યું, ને સ્વયંવર સભામાં પોતે હાજર હતા છતાં દ્રૌપદી જેવું રમણીરત્ન મેળવવાના લોભમાં કેમ ન પડયા, તે સમજી શકાતું નથી. લાખ લાખ રાજપુરુષો જ્યાં પરાજીત થયા ત્યાં એ જ એકલા બેસી રહ્યા તેનું શું કહેવું?" એ પ્રમાણે બોલી સત્યભામા ખૂબ હસી પડી.

સુભદ્રા અર્જુનના વીરત્વથી મુગ્ધ થયેલી જણાઈ. તેણે સત્યભામાની પાસેથી પાંચે પાંડવની સર્વ હકીકત જાણવાને આગ્રહપૂર્વક ઇચ્છા જણાવી. પરંતુ સત્યભામા વચ્ચે વચ્ચે શ્રી કૃષ્ણ સંબંધી જે કંઈ કંઈ સંબંધ વગરની વાતો કહેતી હતી તે સુભદ્રાથી સહન થઇ શકતું નહિ, તેથી જરા ખિન્ન થતી તે બોલવા લાગી:-

"ભલે, તમારા અર્જુન જ જગતમાં અદ્વિતીય વીર હશે; તેમનું વીરત્વ તેમની પાંસે; અને તમે જગતમાં તેની પ્રસિદ્ધિ કરજો. પરંતુ ભાભી, તમને પગે લાગીને કહું છું કે, તેમનું શ્રેષ્ઠત્વ કહેવામાં તમે મારા ભાઇની નિંદા કરશો નહિ. ગમે તેમ તોએ એ તમારા પતિ, અને પતિનિંદા એ મહાપાપ છે."

આ શબ્દોથી સત્યભામા લજવાઈ ગઈ. સુભદ્રાનો પોતાના ભાઇ ઉપરનો આટલો બધો પ્રેમ જોઈને તે આશ્ચર્ય પામી. તેના મનમાં આનંદના ફુવારા ઉડવા માંડયા. એજ વખતે તે સ્નેહથી સુભદ્રાને બાથમાં લઈ બોલી:– "નાની બેન, મને માફ કરો. એ મારો દોષ થયો. જે વાતથી તમને મનમાં દુઃખ થાય છે તે હવેથી નહિ બોલું. હું તો તમારી સાથે માત્ર હાસ્યવિનોદ કરતી હતી."

સત્યભામાને બોલતી અટકાવી સુભદ્રા બોલી:– "ભાભી! તમે ભૂલ સમજ્યાં એ જાણી મને આનંદ થાય છે. ભાઈ કહેતા હતા કે હાસ્યવિનોદમાં પણ સ્વામિનિંદા-અરે પરનિંદા પણ કરવી નહિ. સાધારણ રીતે લોકનિંદા કરવી એજ પાપ છે, તો પછી પતિનિંદાનું તો શું કહેવું?"

વચમાંજ સત્યભામા બોલી ઉઠી:–"રહો, રહો. વન્ધ્યા સ્ત્રીને જેમ પુત્રશોક હોતો નથી, તેના જેવું જ તમારી આગળ પતિનિંદા અથવા પતિસેવાનું સમજવાનું. પ્રથમ લગ્ન થવા દો ને પતિ પામો, પછી જોઇએ છીએ કે કોઇ વખત કોઈ કારણસર પતિનિંદા થાય છે કે નહિ? એ બાબત-માં તમારા ભાઇ કરતાં અમારૂં જ્ઞાન વધારે. જાણ્યું બેન?"

એમ બોલીને સત્યભામાએ સુભદ્રા તરફ વાંકી નજરે જોયું, પણ ઉદાસ થઇ ગયેલી સુભદ્રાએ તે તરફ જોયું નહિ.

સત્યભામા સુભદ્રાને ઉદાસ જોઈને તેને રાજી કરવા સારૂ સ્નેહથી નાના પ્રકારની વાતો કરવા લાગી. છેવટે સદા હાસ્ય-મયી સુભદ્રાની દિલગીરી દૂર કરવાને તેને લઇને પ્રમોદ-વન તરફ ગઈ.

# પ્રકરણ ૫ મું.

## આવાહન.

અસ્તાચલ ઉપર ગયેલા સૂર્યનાં કિરણો પૃથ્વીના પૃષ્ઠ ભાગનો ત્યાગ કરી ઝાડોની ટોચે જણાવા લાગ્યાં. આ વખતે બાગમાંનાં ફૂલોની કળીઓ ખીલી ઉઠીને મનોહર શોભા ધારણ કરી રહી છે. મન્દમન્દ વાતો પવન ફૂલોની સુગંધીથી સુવાસિત થઈને સત્સંગનો મહિમા કહી રહ્યો છે. ભમરાઓ એક ફૂલ ઉપરથી ઉડી બીજા ફૂલ ઉપર બેસી ગુંજાર કરતા મધનો સંચય કરી કૃતજ્ઞતા બતાવી રહ્યા છે. વસંતનો લાંબા વખતનો મિત્ર કોકિલ (કોયલ), કૂહુ કૂહુ કરી મનને આકુલવ્યાકુલ કરી નાખે છે.

એવી સુંદર વસંતઋતુની સંધ્યા સમયે રૈવતક પર્વત ઉપરના પ્રમોદવનમાં બેસીને એક કિશોરી એકાગ્ર ચિત્તે ફૂલનો હાર ગુંથી રહી છે, અને બીજી એક યુવતી પુષ્પ વૃક્ષોના સૌન્દર્યની ઈર્ષ્યા કરતી હોય તેમ ફૂલો ચુંટતી ચુંટતી આમ તેમ ફરે છે. બંને પોતપોતાના કામમાં એવી એકાગ્ર ચિત્ત થઇ રહી છે કે બીજી બાબત તરફ જોવામાં તેમનું ધ્યાન જ નથી.

પ્રમોદવનની બાજુમાં જ રૈવતક ઉપર જવાનો રસ્તો છે. શ્રી કૃષ્ણ, પોતાના પ્રિયમિત્ર અર્જુન સાથે એ રસ્તે જ



એકાએક અર્જુનની નજર ફૂલની માળા ગુંથવામાં લીન થયેલી કિશોરી (સુભદ્રા)ના તરફ ગઈ [પૃ. ૩૭

રૈવતક ઉપર ગયા છે. કિશોરી અથવા યુવતી કોઈનું તેમના તરફ લક્ષ્ય સરખું ગયું નહિ. શ્રી કૃષ્ણ નીચું જોઈને ચાલ્યા કરે છે; અર્જુન નવિન સ્થાનની નવી નવી શોભાથી મુગ્ધ થઈ આમ તેમ જોતો જોતો ચાલે છે. એકાએક અર્જુનની નજર ફુલની માળા ગુંથવામાં લીન થયેલી કિશોરીના તરફ ગઇ. પગ ચાલતા અટકી પડયા. આશ્ચર્ય સહિત એકી ટસે તે તેને જોવા લાગ્યો.–"આ શું ! બગીચાની શોભામાં વધારો કરનારી આ તે અપુર્વ આરસપહાણુની પૂતળી છે કે શું ! એના ઘડનારની શી કારીગરી ! આવી કારીગરી ભરેલી સર્વાંગ સુંદર મૂર્તિ તો મેં બીજે કોઇ ઠેકાણે જોઇ નથી ! અરે, એ તો ફૂલની માળા ગુંથે છે ! ત્યારે એ કોણ મનુષ્ય હશે ! ના ના, કોઈ દેવી લાગે છે. મનુષ્યમાં આવું સૌંદર્ય કાંઇ જોવામાં આવે છે ? આહા ! કેવું સરસ રૂપ ! કેવું લાવણ્ય ! નક્કી એ તો વનદેવી જ છે."

એ પ્રમાણે કલ્પના કરતો અર્જુન ઉતાવળો ઉતાવળો શ્રી કૃષ્ણની પાસે જઈ પૂછવા લાગ્યો–" સખે, આ ઉદ્યાનની શોભામાં વધારો કરનારી વનદેવીની પ્રતિમા ?—"

અર્જુનનો પ્રશ્ન પૂરો થતા પહેલાં વચમાં જ શ્રી કૃષ્ણ બોલી ઉઠયાઃ–" એ તો અમારી બેન સુભદ્રા."

અર્જુને એક વાર ફરી વિસ્મય પૂર્વક સુભદ્રા તરફ દૃષ્ટિ ફેંકી.

શ્રીકૃષ્ણે જે વખત અર્જુનને કહ્યું કેઃ—" એ તો અમારી બેન સુભદ્રા " તે વખતે સુભદ્રા અને સત્યભામા ચમકી ઉઠયાં. તેમના હંમેશના પરિચયમાં આવેલો વીણાના અવાજ કરતાં મધુર સુર એકી વખતે બંનેના કાનમાં પડયો. બંનેએ એ મધુર સ્વર જ્યાંથી આવ્યા તે તરફ જોયું. તો શ્રી કૃષ્ણ અને અર્જુન તેમની છેક નજીકમાં દીઠા. આમ અર્જુનને ઓચિંતો જોઈને સુભદ્રાએ શરમાઈ માથું નીચું નમાવી દીધું. અર્જુન પણ શરમાઈ જઇ શ્રી-કૃષ્ણની પાછળ ચાલી જવા લાગ્યો, પણ સુભદ્રા ઉપરથી નજર ખસેડવી તેને મૂશ્કેલ પડી. જતાં જતાં પણ વાંકી ડોક કરીને વાંકી નજરે તેણે એ સૌન્દર્યમૂર્ત્તિનું દર્શન વારંવાર કરી લીધું.

સુભદ્રાને શ્રી કૃષ્ણ અને અર્જુનના સ્વરૂપમાં ઘણું સરખાપણું માલમ પડયું, તેથી એકવાર ફરી અર્જુનનું દર્શન કરવાને તેણે આંખ તે તરફ ફેરવી. પણ તેમ કરતાં પાછી તે શરમાઈ ગઈ, તોપણ નીચું માથું રાખીને જ છૂપી રીતે તેમ કરવા તેણે પ્રયાસ કર્યો. તેની તે વાસના પૂર્ણ થઈ કે નહિ તે તો તે જ જાણે.

સત્યભામા દૂરથી જ અર્જુનનો ભાવ સમજી ગઇ. શ્રી કૃષ્ણ તરફ જોઇને જાણે તેમના વાંછિત કાર્યની સંભા-વના કરતી હોય તેમ તે જણાઈ. સત્યભામાએ ઇશારત કરી કે તરત જ ચારે તરફથી એકદમ આવકાર આપવાનાં વાજાં

વાગવા માંડયાં અને બંદીજન આગળ આવીને યદુવંશ અને કુરુવંશની કીર્ત્તિનાં ગાયન ગાવા લાગ્યા. શ્રી કૃષ્ણ અને અર્જુને એક બીજાનો હાથ ઝાલીને તેમની વચ્ચે થઇને ધીમે ધીમે મંદિરમાં પ્રવેશ કર્યો. શ્રીકૃષ્ણે, રૂકિમણી અને સત્યભામાની અર્જુન સાથે ઓળખાણ કરાવી. તેમણે સુભદ્રાને જોઇ પણ તે ત્યાં જણાઇ નહિ.

શ્રીકૃષ્ણ અને અર્જુનનાં દર્શન કરવાથી સુભદ્રાનું મન ચલાયમાન થયું. શ્રીકૃષ્ણ અને અર્જુનની આકૃતિમાં ઘણું સરખાપણું હોવાથી, બંન્નેને ફરીથી એકજ સ્થળે જોવાની તેના મનમાં ઇચ્છા થઈ આવી, પરંતુ એવો સુયોગ શી રીતે પ્રાપ્ત થાય તેની ચિંતામાંજ તેનું ધ્યાન લાગી રહ્યું હતું. આથી ફૂલની માળા ગુંથવાની તેની અધૂરી રહી ગઈ, અને સંધ્યા સમય થયેલો જોઈ નારાયણના મંદિરમાં જઇને તેણે એ અધૂરી માળાથી જ કૃષ્ણ બળરામની મૂર્ત્તિને શણગારી અને પોતે જાતે જ તેમની આરતી ઉતારવા લાગી. એના મનમાં કોણ જાણે શા કારણથી અશાન્તિ થઇ રહી હતી કે જેથી શ્રીકૃષ્ણના મુખમાંથી નિકળેલી મધુર વાણી પણ તેણે સાંભળી નહિ. છેવટે રામકૃષ્ણની મૂર્તિની સેવા કરીને તે એ અશાન્તિ દૂર કરવા પ્રયત્ન કરવા લાગી.

શ્રીકૃષ્ણે અર્જુનની પાસે તેણે જે જે તીર્થોમાં ભ્રમણ કર્યું તેનો વૃતાન્ત પૂછવા માંડયો. તે વખતે આરતીનો

ઘંટાનાદ તેમને કાને પડયો. આજે આરતીની કંઈ વિશેષ ધામધૂમ જોઇને શ્રીકૃષ્ણને લાગ્યું કે સુભદ્રા જાતેજ આજે આરતી ઉતારે છે તેથી તેની સેવા ગ્રહણ કરવાને પોતે જાતે જ ત્યાં ગયા અને અર્જુનને પણ સાથે લીધો.

અર્જુને ત્યાં જોયું કે, એક કિશોરી જમણા હાથમાં પાંચ દીવા સળગાવેલી આરતી લઈ ડાબા હાથમાં ઘંટ વગાડતી શ્રીકૃષ્ણ અને બળરામની મૂર્તિની આરતી ઉતારે છે. કિશોરી ભક્તિમાં લીન થઈ ગયેલી છે; બહારની કોઈ વાતમાં તેનું લક્ષ્ય નથી; તે પોતાના પ્રાણમાં ભગવાનનું સ્થાપન કરીને આનંદસાગરમાં મગ્ન થઈ ગઇ છે.

સામે આવી રહેલા રત્નમય સિંહાસન ઉપર બલરામ અને શ્રીકૃષ્ણની યુગલ કિશોર મૂર્તિ વ્રજ વેશે-ત્રિભંગી સ્વરૂપે શોભી રહી છે. અર્જુન વિસ્મય ભાવે એક વખત રત્નસિંહાસન તરફ અને એક વાર પોતાની પાસે ઉભેલા શ્રીકૃષ્ણ તરફ જોવા લાગ્યો. અર્જુનના મનમાં એમ ઈચ્છા થઈ કે, આ કિશોરી પંચપ્રદીપ લઇને જે મૂર્તિઓની આરતી ઉતારે છે, તે પ્રત્યક્ષ પોતાની પાસે ઉભેલી સજીવ મૂર્તિની આરતી ઉતારે તો કેવું સારૂં ? અર્જુને શ્રીકૃષ્ણને વિસ્મયપૂર્વક પૂછયું:-" સખે ! દેવ જાતેજાત હાજર હોય, તો પછી તેની મૂર્તિની પૂજા શામાટે કરવી જોઇએ ?"

શ્રીકૃષ્ણે હસીને જવાબ આપ્યોઃ-" ભક્તની મરજી."

અર્જુને જોયું કે કિશોરી ભક્તિમાં મુગ્ધ થઈને તન્મય બની ગઈ છે; તેની આંખમાંથી પ્રેમાશ્રુ ચાલી રહ્યાં છે; આરતી ફેરવતી સમયે તેના અંગનો મરોડ કોઈ જૂદા જ પ્રકારનો થાય છે. તેને જોતાંજ અર્જુન મુગ્ધ થઈ ગયો. ભક્તને જોવો, કે ભગવાનને જોવા, તે વિશે તેના મનમાં ગડભાંગ થઈ રહી. પાસે ઉભેલા સજીવ દેવ (શ્રીકૃષ્ણ) તરફ જોયું તો તે સ્થિર, હાલ્યા ચાલ્યા વગરના, જાણે ભક્તની પૂજા ગ્રહણ કરવાને પત્થરની મૂર્તિ હોય એવા દેખાયા. પત્થરની મૂર્તિ પણ જાણે પૂર્વના કરતાં વધારે ઉજ્જવલ દેખાઈ.

સુભદ્રાની આરતી પૂરી થઈ કે તરત શંખ અને ઘંટના અવાજ પણ બંધ થયા. લૂગડાનો છેડો ગળે વીંટીને સુભદ્રા પ્રણામ કરવા લાગી. પાછું ફરીને જોયું તો કૃષ્ણ અને અર્જુન દેવને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરે છે. તેમને જોઇને તે શરમાઈ ગઈ ને તરત ઉતાવળી ઉતાવળી બીજે રસ્તે થઈને બહાર ચાલી ગઈ. બીજા પૂજારીઓ પૂજાનું બાકી રહેલું કામ આટોપવા લાગ્યા.

અર્જુને વિસ્મિત થઇને પૂછયુંઃ-" સખે ! આ આરતી ઉતારનાર કોણ હતું ?"

શ્રીકૃષ્ણે હસીને જવાબ આપ્યો:-" બાગમાં ફૂલની માળા ગુંથતાં જેને તમે જોઈ હતી તે જ એ સુભદ્રા."

અર્જુન બોલ્યો:-"હાં ! મેં પણ એમજ ધાર્યું હતું. જેવું સ્વરૂપ તેવીજ ભગવદ્ભકિત ! પ્રભુપ્રેમમાં જાણે લીન જ થઈ ગઈ ન હોય ! ધન્ય છે તેને કે જેણે તમને એવી સારી રીતે ઓળખ્યા છે !" એમ બોલી અર્જુને ભગવાનની ચરણરજ માથે ચડાવી. શ્રીકૃષ્ણે પણ હેતથી અર્જુનને ગાઢ આલિંગન આપ્યું. આમ નરનારાયણને એકરૂપ થયેલા જોઈ સૌ લોક આનંદમાં મુગ્ધ થઇ ગયા.



## પ્રકરણ ૬ ઠ્ઠુ.

### પાણિ ગ્રહણ.

સવારના પહોરમાં નિત્યકર્મ પરવારીને શ્રીકૃષ્ણ તથ અર્જુન બેઠા છે. સુભદ્રા શ્રીકૃષ્ણને પ્રણામ કરવાને રો‹ આવતી હતી તેમ આજ પણ આવી; પણ અર્જુનને શ્ર કૃષ્ણની પાસે બેઠેલા જોઇને શરમાઇને પાછી ખસી ગઇ તે જોઇને સત્યભામા સુભદ્રાને કહેવા લાગીઃ—

" બેન ! એ તો તમારા ભાઇના મિત્ર છે. એમ‹ જોઈને શરમાવાનું શું કારણ અમે તો એમની સાથે વાત કરતાં કંઇજ સંકોચ રાખતાં નથી. તેઓ પાસે છે તેથી ‹ તમારા ભાઇને પ્રણામ નહિ કરો ? જો શરમ જ આવતી હો‹ તો ભલે પ્રણામ કરવાનું રહેવા દો ને મળીને પાછાં જાઓ !

સત્યભામા એવી મોટેથી બોલી કે શ્રીકૃષ્ણ તે સાંભ‹ શકે. તેમણે સત્યભામાને પૂછ્યું: " સત્યભામા ! શું છે ?

સત્યભામા બોલી: " સુભદ્રાબેન આપને પ્રણામ કર‹ આવ્યાં છે, પણ આપની અનુમતિની અપેક્ષા રાખે છે.

શ્રીકૃષ્ણે સ્નેહપૂર્વક કહ્યું: " એમાં અનુમતિની શ‹ જરૂર ? સુભદ્રાબેન ! અર્જુન તો અમારા મિત્ર, અ‹ બંને એક જીવઃ એ પાસે બેઠેલા છે તો એમને પણ પ્રણા‹ કરો. એમાં શરમ શી ? વગર સંકોચે ખુશીથી આવો બેન.

સુભદ્રા ધીમે ધીમે શરમથી નીચું જોતી શ્રીકૃષ્ણની પાસે આવી અને તેમને પ્રણામ કરીને તેમના પગની રજ મસ્તકે ચઢાવી. પછી અર્જુનને પ્રણામ કર્યો, અને તેના પગની રજ લેવા જાય છે, એટલે પોતાના જમણા હાથે તેનો જમણો હાથ પકડી અર્જુને તેને અટકાવી ને કહ્યું:– “ અરે, આમ ન ઘટે. તમે તો દેવી જેવાં છો. તમારી કૃષ્ણભક્તિ આગળ મારી તો કંઈ હિસાબમાં જ નથી. તમારી ભક્તિ જોઇને મારે તો ઉલટો બોધ લેવાનો છે. હું તો પ્રણામ કરાવવાને પણ અયોગ્ય છું.”

પરસ્પરના હસ્તસ્પર્શથી તે બંનેના પ્રાણમાં વિજળીના જેવી અસર થઈ. બંને જડ જેવાં નિશ્ચલ થઇ ગયાં. થોડા વખત થયો એટલે સત્યભામાએ બૂમ મારી, તેથી શ્રીકૃષ્ણે પૂછ્યું: “ શું છે સત્યભામા ? ” બારીમાંથી મુખ બહાર કાઢીને હસતાં હસતાં સત્યભામાએ કહ્યું: “ બીજું કંઈ નથી; એ તો પાણિ ગ્રહણ થયું ! ”

સત્યભામાની બૂમથી ચોંકીને અર્જુને હાથ છોડી દીધો. સુભદ્રા શરમથી નીચું જોતી ત્યાંથી ચાલી ગઈ. પણ અર્જુનના હૃદયમાં તેની છબી જડાઈ ગઈ. તેના મનમાં એક જાતની દુરાશા ઉત્પન્ન થઇ, અને તેથી અર્જુન એકલો ત્યાંથી ઉઠીને ચિન્તાતુર ચહેરે એક બાજુએ જઇને બેઠો. થોડાજ વખત ઉપર જેના મુખ ઉપર આનંદ જણાતો હતો તે અંત્યારે ઉદાસ જેવો જણાવા લાગ્યો.

સત્યભામા દૂરથી અર્જુનનો ભાવ સમજી ગઈ હતી અને મનમાં ને મનમાં હસતી હતી. તેણે એકાએક અર્જુનના મનની દશા બદલાઈ ગયેલી જોઈ. શ્રીકૃષ્ણનું મન બીજી બાજુ લાગેલું જોઇને તે અર્જુન પાસે આવી અને મશ્કરીમાં કહેવા લાગીઃ " કેમ બ્રહ્મચારી બાવા ! મણિપુરની વાત યાદ આવી કે શું ? ભારતના પૂર્વ છેડે આવેલું મણિપુર કયાં અને આ પશ્ચિમ સાગરને કિનારે આવેલો રૈવતક પર્વત કયાં ? અહીં તે ચિત્રાંગદા ક્યાંથી હોય ? આટલે દૂર આવી બ્રહ્મચર્યને રજા આપી દીધી કે શું ? કેમ મનને સ્થિર રાખી શકાતું નથી ? ધન્ય છે આપના બ્રહ્મચર્યને અને આપના મનઃસંયમને ! "

સો સો બાણ એકાએક સામટાં વાગવાથી જેને જરા પણ કષ્ટ ન થાય, તે અર્જુનને આજ સત્યભામાનાં મીઠાં પણ તિરસ્કારયુક્ત આ વચનોથી અપાર કષ્ટ થવા લાગ્યું. થોડોક વખત હજુ પણ નીચે મોઢે અર્જુન બેસી રહ્યો. પછી શરમ ભરેલી નજરે શ્રીકૃષ્ણ તરફ જોવા લાગ્યો. શ્રીકૃષ્ણને જણાયું કે સત્યભામાનાં તિરસ્કાર ભરેલાં વચનો અર્જુનના હૃદયને બહુ સાલે છે. તેથી અર્જુનના ચિત્તવિનોદને માટે તેમણે કહ્યું કેઃ—" મિત્ર, ચાલો. રૈવતકનાં જોવા લાયક સુંદર સ્થાનો તમને બતાવું. ખાસ કરીને દ્વારાવતીના પ્રવેશદ્વાર રૂપ રૈવતકને અમે કેવી સરસ રીતે સુરક્ષિત બનાવ્યું છે તે તમને બતાવવાનું છે, અને તમારા જેવા

જગતમાં અદ્વિતીય વીરનો મત તે બાબતમાં લેવાની જરૂર છે. એ વિષયમાં તમારા અભિપ્રાયની અમારે ખાસ જરૂર છે. દ્વારાવતીનું પ્રવેશદ્વાર અમે એવું સુદૃઢ અને ઉમદા કારીગરીથી બનાવ્યું છે કે અમારી બહેન સુભદ્રા એકલીજ, હાથમાં ધનુષ્ય બાણુ લઇને એક ખૂણે ઉભી ઉભી એક અક્ષૌહિણી સૈન્ય ચઢી આવે તો તેની સામે પણ દ્વારાવતીની રક્ષા કરી શકે."

અર્જુન વિસ્મય પામીને બોલ્યોઃ "શું એટલું બધું બળ! કિશોરી બાળામાં એવું સામર્થ્ય છે? કમળની દાંડી જેવા કોમળ હાથમાં એટલી બધી શક્તિ છે શું?"

શ્રીકૃષ્ણે કહ્યુંઃ "મિત્ર, શું કહું? મારી બહેન સુભદ્રા જગતનું અમૂલ્ય રત્ન છે. એવું રત્ન પૃથ્વી ઉપર મળવું મુશ્કેલ છે. જગતમાં હશે કે નહિ તે તો કોણ જાણે, પણ અમારી દ્વારાવતીમાં તો એની બરોબરી કરે એવું બીજું કોઈ નથી. સુભદ્રાનું રૂપ તો તમે નજરો નજર જોયું છે જ; પરંતુ એના ગુણનું તો વર્ણન વાણીથી થઈ શકે એમ નથી. તમને તે હું શી રીતે સમજાવી શકું?"

આ સાંભળીને અર્જુન આશ્ચર્યચકિત થઈને શ્રીકૃષ્ણના સામું જોઈ રહ્યો. તેની બંને આંખો જાણે એવી પ્રાર્થના કરતી હોય કે, શ્રીકૃષ્ણના મુખમાંથી નિકળતા સુભદ્રાના ગુણવર્ણનરૂપી અમૃતનું પાન કરવાને તેનું ચિત્ત-

ચકોર ઉત્કંઠિત થઇ રહ્યું છે એમ લાગ્યું. અર્જુનનો આવો મનોભાવ જોઈ આનંદિત ચિત્તે શ્રીકૃષ્ણ કહેવા લાગ્યાઃ "સખે ! આજ તમને અમારાં છેલ્લાં સોળ વર્ષની સુખ સ્મૃતિનો આભાસ કહી બતાવું છું. એ સુખસ્મૃતિ સુભદ્રાના જીવનની સાથે જોડાયલી છે. અમે મથુરાં કબજે કર્યા પછી સુખ શાંતિમાં ત્યાં વસતા હતા; જરાસંધ વારંવાર ચઢી આવતો હતો છતાં તે અમારૂં કંઇ કરી શકતો નહિ. એ સમયમાં અપરમાતા રોહિણીના ગર્ભથી સુભદ્રાનો જન્મ થયો. કલંક રહિત ચન્દ્રના જેવી તેના મુખની કાન્તિ જોઈને અમારા મનમાં જાણે એક પ્રકારના અનિર્વચનીય સ્નેહનો સંચાર થયો. કૌસ્તુભમણિની પેઠે હંમેશાં તેને છાતી ઉપર ધારણ કરી રાખતાં મને ઘણું સુખ થતું હતું. સુભદ્રા માતાપિતાના યત્નથી અને અમારા સ્નેહથી શુકલ પક્ષના ચંદ્રની કળાની પેઠે દિવસે દિવસે વૃદ્ધિ પામવા લાગી. તે જેમ જેમ મ્હોટી થતી ગઈ તેમ તેમ અમારો સ્નેહ તેના ઉપર વધતો જ ગયો. તેને છોડીને દૂર રહેવાનું મને ગમતું જ નહિ. એ પાંચ વર્ષની થઈ એટલે કાળજીથી એને કેળવણી આપવાનો આરંભ કરવામાં આવ્યો. ક્રમે ક્રમે શાસ્ત્રની સાથે તેને શસ્ત્રવિદ્યાની શિક્ષા આપવાનો યત્ન પણ કરવામાં આવ્યો. એને જે જે વિષયનો ઉપદેશ કરવામાં આવતો તે તે વિષય પૂર્વજન્મના સંસ્કારથી એ એક વખત સાંભળવા માત્રથીજ શીખી લેતી હતી. મારી પાસે જે કંઈ વિદ્યા

હતી તે બધી સુભદ્રાએ થોડા સમયમાંજ ગ્રહણ કરી લીધી. એટલુંજ નહિ પણ તેનો ઉપયોગ કરવામાં પણ અદ્‌ભુતતા બતાવી. તેણે આખા યદુવંશ ઉપર પ્રભુત્વ મેળવ્યું છે. યદુ-વંશના વડીલ પિતા વસુદેવ ને મોટા ભાઇ બલરામ, દરેક કાર્યમાં સુભદ્રાની સલાહ લે છે. માતા દેવકી અને રોહિણી તેમજ મ્હારી પત્ની રુકિમણી, તેની સલાહ લીધા વિના કોઇ પણ કાર્ય કરતાં નથી. મહા અભિમાની સત્યભામા તો એક ક્ષણ વાર પણ સુભદ્રા વગર રહી શકતી નથી. અને સુભદ્રાએ ભકિતરૂપી દોરાવડે મને તો નિરંતર બાંધી જ રાખ્યો છે.”

આ પ્રમાણે સુભદ્રાની વાત કહેતાં કહેતાં શ્રીકૃષ્ણની આંખોમાં પ્રેમનાં આંસુ ભરાઈ આવ્યાં. સુભદ્રાના બાળપણના સુખના વિચારથી શ્રીકૃષ્ણનું હૃદય આનંદથી ભરાઈ ગયું અને તેમનાથી આગળ બોલી શકાયું નહિ.

અર્જુન તન્મય ભાવે સુભદ્રાની કેળવણી સંબંધી વાત સાંભળ્યા કરતો હતો. સુભદ્રાનું રૂપ અને પ્રત્યેક વિષયની તેણે લીધેલી કેળવણી અર્જુનના હૃદયમાં જડાઈ ગયાં. પોતાની સ્થિતિનું ભાન ભૂલી તે સ્વપ્ન રાજ્યમાં વિહરવા લાગ્યો. જાણે સુભદ્રા તેની પાસે શાસ્ત્ર અને શસ્ત્ર વિદ્યાની પરીક્ષા આપવા ઉભેલી છે; અર્જુન એક એક પ્રશ્ન કરે છે અને સુભદ્રા તેના તડાતડ ઉત્તર આપે છે; વચ્ચે વચ્ચે અર્જુન વાહવાહ બોલતો જઈ આશ્ચર્ય ભાવ પ્રગટ કરતો

:તય છે; વળી શ્રીકૃષ્ણ વર્ણન કરે છે તે સાંભળીને “ શા
ગુણ ! શું રૂપ ! ” એમ વિસ્મયતાથી બોલી ઉઠે છે.

થોડીવાર શાંત રહી શ્રીકૃષ્ણે પાછું કહેવા માંડયું:
' અર્જુન ! સુભદ્રાના ગુણનાં શાં વખાણ કરૂં ? આ તો એની
:ળવણીની વાત થઈ; એમાં તો બહુ મહત્ત્વ નથી, કેમકે
:ામાન્ય પશુપક્ષી પણ યત્ન પૂર્વક શિખવવામાં આવે તો
:ીખી શકે છે; પણ સુભદ્રાના હૃદયની તુલના તો કોઇની
:ાથે કરી શકાય એમ નથી. એનું હૃદય અતિ ઉચ્ચ,
:તિ પવિત્ર છે. એ હૃદયમાં જે ભક્તિ, દયા, સ્નેહ,
:મતા ભરેલાં છે તે અદ્વિતીય છે.”

એટલું બોલી થોડી વાર રહી વળી શ્રીકૃષ્ણ આગળ
હેવા લાગ્યા:–“ અર્જુન ! સુભદ્રાની ભકિત એવી અનુપમ
કે બાળપણથી હું તેની પૂજા ગ્રહણ કરતો આવ્યો છું.
:નપણમાં દવામાં કદાપિ હું તેને માટી આપતો તો તે
:મૃત સમાન ગણીને સ્વાદથી ખાઇ જતી હતી. લાકડાના
:ંચ જોડેલા કકડાને તે પાંચ દીવાની આરતી માનીને
:નંદથી તેવડે આરતી ઉતારતી હતી. બાળપણની તેની ભકિત
રેલી આવી રમતોથી તેના હૃદયમાં આટલી બધી ભકિતનો
'ચાર થયો છે. ગઈ કાલેજ તેનું દૃષ્ટાંત જોવામાં આવ્યું
:ું.” આટલું બોલીને શ્રીકૃષ્ણ કંઈક વિચારમાં પડયા.
:ટલે અર્જુન આવેગથી બોલી ઉઠયો:–“ સખા ! ધન્ય

છે તમને ! ધન્ય સુભદ્રા ! દાદા બલભદ્રે સંભાળથી ઉછેરી તો સુભદ્રા આવી ઉત્તમ નિવડી."

શ્રીકૃષ્ણે પાછું કહેવા માંડ્યું: "સુભદ્રાનાં સ્નેહ, દયા, સર્વ મનુષ્ય ઉપર એક સરખાં છે; કોઇના ઉપર ઓછાં વત્તાં નથી. પોતાનું પારકું કે ભક્ત મિત્ર એવો ભેદ એને નથી. જ્યાં કોઇ રોગી કે દુઃખી હોય ત્યાં સુભદ્રા શાંતિ રૂપે ઉભી જ હોય. પશુ પક્ષી અને તૃણ પુષ્પના ઉપર પણ તેની દયા સમાન ભાવે વર્ષતી જ હોય છે. સુભદ્રાની દયા ભૂખ્યાની પાસે અન્નરૂપે, તરસ્યાની પાસે પાણીરૂપે, એમ સર્વત્ર વ્યાપિની છે. જે સ્થળે પશુપક્ષીઓ ખોરાક વગર મરતાં હોય, જે સ્થળે દરિદ્ર ભિખારીઓ અન્ન વગર ટળવળતાં હોય, તે સ્થળે સુભદ્રા અન્નપૂર્ણા દેવીરૂપે ઉભેલી જ હોય. પોતાના સુખનો ત્યાગ કરીને એ પારકાની સેવા કરવામાં જ દિવસો વ્યતીત કરે છે. કોઈ કોઈ વખત સુભદ્રાને બહાર નિકળતી વખત તમે બહુમૂલ્ય વસ્ત્રાલંકારથી સજ્જીત થયેલી જોઈ હોય, પણ પછી જ્યારે તે પાછી ઘેર આવી હોય ત્યારે દીન દુઃખીજનોને સર્વસ્વ દાન કરીને અલંકાર વગરની એક યોગિનિના જેવી તદ્દન સાદા વેશે ઘરના ખુણામાં શાંત થઇને બેઠેલી તમે તેને જોશો. તમે એને કઠવો શુકન કહેશો તો શાંત થઇને સાંભળી રહેશે, એટલું જ નહિ પણ ઉલટું તેના મુખ ઉપર કોમળ મંદ હાસ્ય જણાશે. એના હૃદયમાં

ક્રોધ નથી, હિંસા નથી, દ્વેષ નથી.” આ પ્રમાણે બોલતાં બોલતાં શ્રીકૃષ્ણ ટૂટી ગયેલા તારની વીણાની માફક એકદમ બંધ રહી ગયા અને આકાશ તરફ જોઇને કંઈ વિચારમાં ગુંથાઇ ગયા.

મનમાં ને મનમાં સુભદ્રા સંબંધી કંઈ કંઈ તર્ક-વિતર્ક કરતાં કરતાં અર્જુનથી આ પ્રમાણે બોલાઇ જવાયું: “જે પારકાના દુઃખને માટે સર્વસ્વનું દાન કરી દે છે તે આ હતભાગીને માટે પોતાનું મન અર્પણ કરવાને શક્તિવાન નહિ થાય ?” આમ બોલી જ્યાં આંખ ઉંચી કરે છે ત્યાં તો સત્યભામા સામી ઉભેલી દીઠી. એટલે અર્જુન શરમાઇ ગયો અને નીચું જોવા લાગ્યો.

“હવે નીચું જોયે ચાલશે નહિ, સંન્યાસી બાવા ! તમારો વેશ જોઈ લીધો છે. બપોર થઈ ગયા છે અને રસોઈ ટાઢી થઈ જાય છે માટે જલદી જમવા પધારો.” સત્યભામાએ મર્મમાં કહ્યું.

સત્યભામાના અવાજથી શ્રીકૃષ્ણે પણ ચમકીને સામું જોયું. પછી તે સખા અર્જુનની સાથે સત્યભામાની પાછળ પાછળ ચાલ્યા.

## પ્રકરણ ૭ મું.

### શુભદૃષ્ટિ.

અર્જુન, શ્રીકૃષ્ણ સાથે દ્વારિકામાં આવેલા છે. સર્વ યાદવો તેની એવી સારી પરોણાગત કરવા લાગ્યા કે તેવી પરોણાગત તેણે કોઇ ઠેકાણે ચાખી નહિ હોય. આવી સારી પરોણા ચાકરી અહીં થશે, એવી તેના મનમાં કલ્પના પણ નહિ આવી હોય. વસુદેવ, દેવકી, રોહિણી, શ્રીકૃષ્ણ વગેરે તેના ઉપર અપૂર્વ સ્નેહ–મમતા બતાવે છે; યાદવો તેના ઉપર શ્રીકૃષ્ણના જેવી ભક્તિ રાખે છે. શ્રીકૃષ્ણની રાણીઓ સંકોચ વગર તેની સાથે વાર્તાલાપ કરે છે અને તેને આદર-માન આપે છે; શ્રીકૃષ્ણ તો અભેદ ભાવે જ વર્તે છે; બલ-રામ પણ આત્મીય ભાવે એ અતિથિ તરફ સદ્‌ભાવ દેખાડેછે.

એક દિવસ શ્રીકૃષ્ણના કહેવાથી અર્જુને પોતાની તીર્થયાત્રાનું વર્ણન બધાની આગળ સુંદર ભાષામાં મધુર વાણીથી એવી સરસ રીતે કહેવા માંડયું કે સૌ સાંભળનાર જાણે અમૃતનું પાન કરતાં હોય તેમ તેમાં તલ્લીન થઈ ગયાં. સ્ત્રીઓના ટોળામાં એક બાજુએ સત્યભામાની પાસે બેસીને સુભદ્રા પણ તે સાંભળતી હતી. તે એકી નજરે અર્જુન તરફ એવી રીતે જોયા કરતી હતી કે તે સાંભળે છે કે જુએ છે તે સત્યભામા પણ સમજી શકી નહિ.

વળી એક દિવસ શ્રીકૃષ્ણની આજ્ઞાથી અર્જુનના શસ્ત્ર અસ્ત્રના ખેલો ગોઠવવામાં આવ્યા. ખેલો કરવાને માટે એક સુંદર સપાટ જમીનનો કકડો ક્રીડાસ્થળ તરિકે શણગારવામાં આવ્યો. તેની ચારે બાજુએ પ્રેક્ષકોને માટે બેઠકો ગોઠવવામાં આવી. તેની ઉપલી બાજુ લાકડાના માંચડા બાંધીને સ્ત્રીઓને માટે જુદી બેઠક કરવામાં આવી.

ક્રીડાનો આરંભ થતા પહેલાં યાદવ સ્ત્રી પુરૂષો પોત પોતાની બેઠકો ઉપર આવીને ગોઠવાઈ ગયાં અને ઉત્સુકતાથી ક્રીડાનો આરંભ થવાની રાહ જોવા લાગ્યાં છે.

વસુદેવ અને બલરામે આજ્ઞા કરવાથી શ્રીકૃષ્ણે અર્જુનને કહ્યું એટલે અસ્ત્રક્રીડાની શરૂઆત થઈ.એણે ખેલની જમાવટ એવી સરસ કરવા માંડી કે જોતજોતામાં સૌને મુગ્ધ બનાવી દીધા. ધનુષ્યની જ્યા કાન સુધી ખેંચીને તેણે અદ્‌ભુત કુશળતા સહિત અટક્યા વગર બાણવૃષ્ટિ કરવા માંડી. સભામાં બેઠેલા વીરો એકી ટશે તેના સામું જોયા કરતા હતા અને 'શાબાશ શાબાશ' બોલ્યા કરતા હતા. યાદવ સ્ત્રીઓ અર્જુન ઉપર વારંવાર પુષ્પવૃષ્ટિ વરસાવતી હતી. એટલામાં અર્જુન ઉભો હતો તેની ઉપરના ભાગમાં જે સ્ત્રીમંડળ બેઠું હતું તેમાંથી એક પુષ્પનો હાર એકાએક એવો પડ્યો કે તે બરોબર અર્જુનના કંઠમાં જ પહેરાવાઈ ગયો. અર્જુને ઉંચે જોયું તો ચકમાં બેઠેલી હાર નાખનારી સુભદ્રા જોવામાં આવી. ચાર આંખો ભેગી થઈ એટલે સુભદ્રા શરમાઈને ત્યાંથી ખસી

ગઈ. પાસે બેઠેલી સત્યભામા આ જોઇને મંદ મંદ હસી. આ પછી અર્જુનની બાણવૃષ્ટિ પૂર્ણ થઈ અને શ્રીકૃષ્ણ અર્જુનનો હાથ પકડીને તેને સભાગૃહની બહાર લઇને ચાલ્યા. અર્જુન પણ યંત્રની માફક તેની પાછળ પાછળ ચાલવા લાગ્યો.

એ દિવસે આખી રાત અર્જુનને ઉંઘ આવી નહિ. હાર જોઈને તેને વિચાર આવવા લાગ્યા કે, "આ તે શું સુભદ્રાના પ્રેમનું ચિહ્ન હશે ? ના ના સત્યભામાનાં પ્રસાદ જ એ તો."

રૈવતક ઉપર પહેલે દિવસે સુભદ્રાને જોઇને અર્જુન તેના ઉપર મોહિત થયો હતો અને નારાયણની આરતિનાં દર્શન કરતી વખત તેના ઉપર ફરીથી મોહ પામ્યો હતો. પછી સત્યભામાના મુખથી પાણિગ્રહણની વાત સાંભળીને વિસ્મય પામ્યો હતો. વળી શ્રીકૃષ્ણના મુખથી તેની શિક્ષા–દીક્ષા–કેળવણી અને તેના ગુણોનું શ્રવણ કરીને તો તેના મનમાં પારાવાર આકાંક્ષા ઉત્પન્ન થઈ હતી. પરંતુ આજે તો ફૂલના હારનું દાન મળવાથી તેના મનમાં અતિશય વ્યાકુળતા વધી પડી. તેના ધ્યાનમાં પણ સુભદ્રા, તેના જ્ઞાનમાં પણ સુભદ્રા, આખા જગતમાં તે સુભદ્રા ને સુભદ્રા જ જોવા લાગ્યો. પણ એમ જોવાથી શું વળે ? તેને મેળવવાનો ઉપાય શો ? દિલમાં કષ્ટ તો ઘણું થાય પણ શ્રીકૃષ્ણને તે વાત કહેવાય શી રીતે ? એક માત્ર સત્યભામાને કહેવાય એવું હતું, તેથી મનમાં વિચાર કરીને નિશ્ચય કર્યો કે કાલે પગે પડીને પણ સત્યભામા માર્ફતે સુભદ્રાની ભિક્ષા માગવી.

## પ્રકરણ ૮ મું.

---

### આત્મદાન.

અર્જુન જે દિવસે આવ્યો તે દિવસે સુભદ્રાએ પ્રથમ જ તેને જોયો હતો. શ્રીકૃષ્ણના જેવું જ તેનું સુંદર સ્વરૂપ જોઇને વારંવાર તેને જોવાની તેના મનમાં વાસના ઉત્પન્ન થતી. પરંતુ સ્ત્રી જાતિમાં જે સ્વાભાવિક લજ્જા હોય છે તે લજ્જાથી તેનાથી તે વાસના પૂર્ણ કરી શકાતી નહોતી. આસ્તી સમયે તે અર્જુનને જોઈને પાછી જતી રહે; વળી શ્રીકૃષ્ણને પ્રણામ કરવા આવે તે વખત જોઈ લે; આમ જ્યારે જ્યારે તે અર્જુન તરફ દૃષ્ટિ નાંખતી ત્યારે ત્યારે તે અર્જુનની આંખમાં પણ સમાયા વગર રહેતી નહિ. ટુંકામાં સુભદ્રા અર્જુનને જોઈ જોઈને ધરાતી નહિ. અર્જુનને જોવામાં તેને જેટલી જેટલી અડચણ નડતી તેટલી તેટલી તેને અધીરાઈ વધતી અને છૂપી ચોરીથી જોવાનું પણ તેને મન થતું. "હું તેને જોઈ લઉં પણ તે મને ન દેખે," એમ તે મનમાં વિચાર્યા કરતી. પરંતુ સત્યભામા સદાસર્વદા તેની સાથેની સાથે જ રહેતી. તે જે જે વાતચિત કરતી તે સુભદ્રા સમજી જતી, કેમકે અર્જુન ઉપર તેનો પ્રેમ વધતો જાય તેટલા માટે તે વારંવાર અર્જુનના ગુણનાં વખાણ કર્યા કરતી હતી. સુભદ્રા અને

અર્જુન રોજ એક બીજાને જોઈ શકે એવી ગોઠવણ સત્યભામા કરી મૂકતી, પરંતુ એટલેથી તેમની વાસના તૃપ્ત થતી નહોતી. એટલુંજ નહિ પણ એક બીજાના મનમાં મળવાની આતુરતા વધ્યા જતી હતી.

સુભદ્રા અર્જુનને જોવાને હંમેશાં ઉત્સુક રહેતી. અર્જુનના ગુણનું વર્ણન થતું હોય તો તે ધ્યાન દઇને સાંભળતી. સત્યભામા પ્રથમ તો અર્જુનની વાત આગ્રહપૂર્વક સંભળાવવા માંડે, પરંતુ પછી જ્યાં એમ જુવે કે હવે સુભદ્રા બહુ ઉત્સુક થઈ છે ત્યાં વાત બંધ કરી દે. આમ કરવાથી સુભદ્રાને સાંભળવાની તૃપ્તિ થાય નહિ—એટલે વાસના તૃપ્ત ન થવાથી તે મનમાં વધારે ને વધારે વધતી જાય.

સુભદ્રા હંમેશાં નિરીક્ષા કરીને જોયા કરતી કે શ્રીકૃષ્ણ અર્જુનને સખા કહીને બોલાવે છે અને સખા પ્રમાણે તેની સાથે વર્ત્તે છે; પરંતુ અર્જુન સખાભાવ ન બતાવતાં, બંનેનો એક જીવ હોવા છતાં, શ્રીકૃષ્ણ તરફ બહુ માનની લાગણી બતાવે છે. શ્રીકૃષ્ણ તો ભગવાન છે અને પોતે તેનો ભક્ત છે એમ અર્જુન ગણતો. શ્રીકૃષ્ણ અર્જુનને આલિંગન કરવાને ઇચ્છે ત્યારે અર્જુન તેમને ચરણે પડીને પ્રણામ કરવાની ઈચ્છા રાખે. આવો ભક્તિભાવ સુભદ્રાને બહુ ગમ્યો અને આવી રીતે પોતાના મનોભાવ સાથે અર્જુનના મનોભાવની એકતા જણાવા લાગી.

સુભદ્રાનો ઉદ્દેશ જગતમાં શ્રીકૃષ્ણની પૂજાનો પ્રચાર કરવાનો હતો. દ્વારિકામાં તો શ્રીકૃષ્ણના ઈશ્વરત્વનો પ્રચાર તેણે કરી દીધો હતો; પણ દ્વારિકાની બહાર તેમ કરવાનો ઉપાય તે શોધતી હતી. અર્જુનની કૃષ્ણભક્તિ જોઇને તેના મનમાં આવ્યું કે અર્જુનની મારફત એ કામ થઈ શકશે. તો હવે અર્જુનને ઉત્તેજીત કરવો શી રીતે તેના વિચારમાં તે પડી. આજે નજીકમાં છતાં શ્રીકૃષ્ણ સંબંધી વાત પણ તેની સાથે કરી શકાતી નથી, તો કૃષ્ણભક્તિનો પ્રચાર કરવાનું તો શી રીતે કહી શકાય ? અર્જુન દ્વારિકાથી જાય અને શ્રીકૃષ્ણથી દૂર રહે ત્યારે તેને આ વાતનું શી રીતે સ્મરણ કરાવવું ? આ વિચારથી અર્જુનને મળવાની જીજ્ઞાસા તેનામાં વધી. સુભદ્રા અને અર્જુનનું મિલન થાય તો જગતમાં કૃષ્ણમહિમા–કૃષ્ણભક્તિનો પ્રચાર થાય એ નક્કી, પણ તે મિલન થાય તેનો ઉપાય શો ?

સમુદ્રકિનારે સત્યભામાએ જે વાતો કરેલી તે સુભદ્રાને સાંભરી આવી. અર્જુનની પહરજ લેવા જતાં તેણે તેનો હાથ પકડેલો તે વખતે સત્યભામા "પાણિ-ગ્રહણ" એમ બોલી ઉઠેલી ને વિનોદ કરવા લાગેલી તેનું સ્મરણ થયું. એક દિવસ સ્વેચ્છાથી સત્યભામા ભાઈની—શ્રીકૃષ્ણની નિંદા કરીને પણ અર્જુનનાં વખાણ કરતી હતી તે યાદ આવ્યું. મોટાં ભાભીનો આશીર્વાદ મળેલો કે "પતિપુત્રવતી થજે" અને તે વખતે પણ સત્યભામાએ

વિનોદ કરેલો કે "મોટાં ભાભીનો આશીર્વાદ વૃથા નહિ થાય, સુભદ્રા ! જલદી જ મનગમતા પતિનો લાભ થશે" તે વાતનું પણ સ્મરણ થયું. વળી તેના મનમાં વિચાર આવ્યો કે, તે દિવસે મોટાં ભાભીએ કહ્યું હતું કે "લગ્ન એ નારી જીવનનો મુખ્ય ધર્મ છે. સ્વામી સંગે મિલન થયા વગર જીવનમાં પૂર્ણતા આવતી નથી: ધર્મકર્મમાં પૂર્ણ ફળ મળતું નથી. સ્ત્રી પુરૂષની અર્ધાંગના અને સહધર્મચારિણી ગણાય છે. સ્વામી જ સ્ત્રીનો માત્ર એક ઉપાસ્ય દેવ, સ્વામીની ઉપાસના વગર દેવતા પણ સંતુષ્ટ થતા નથી. દાદા–શ્રીકૃષ્ણનો ઉપદેશ પણ એવો જ હતો, ત્યારે શું તે પોતે આ સુભદ્રાની સેવાથી સંતુષ્ટ નથી થયા ? કે શું તેઓ આ બ્રહ્મચર્યના વિરોધી છે ? મોટાં ભાભીની વાતચિત તો દાદાની વાતનો પ્રતિધ્વનિ જ ગણાય. ત્યારે શું ખરેખર તેઓ મ્હારો વિવાહ કરવાના જ છે ? અને કરવાના હોય તો કોની સાથે કરવાના હશે ?"

આમ એકલી એકલી સુભદ્રા મનમાં વિચાર કર્યા કરતી. સત્યભામાએ વર્ણન કરેલા અર્જુનના ગુણો તેના મનમાં જાગ્રત થવા લાગ્યા. અર્જુનના અનેક ગુણોમાં તેની કૃષ્ણભક્તિ સુભદ્રાના મનમાં ઠસી ગઈ અને જગતમાં કૃષ્ણભક્તિનો પ્રચાર કરવામાં તે સહાયરૂપ થશે એવો તેને ઘણો સંભવ લાગ્યો. આ વાત જ તેના મનમાં ખરેખરી ઉદય પામી. જો દાદા વિવાહ કરવાનો આદેશ કરે તો અર્જુનની

સાથે જ વિવાહ કરવો, નહિ તો જન્મપર્યંત બ્રહ્મચર્ય પાળીને રહેવું. દાદાનો પણ એવોજ ઉદ્દેશ હશે તો પછી અર્જુનની મૂર્તિ દાદાની મૂર્તિ સાથે રાખીને જન્મપર્યન્ત પૂજા કર્યા કરીશ.

આમ વિચાર કરી તે મનમાં બોલી: “ હે દાદા ! કોઈ વખત પણ સ્વતંત્રપણે હું કોઈ કાર્ય કરતી નથી; પરંતુ આજ તમારી ગેરહાજરીમાં, તમારી અનુમતિ લીધા વગર, તમારી સેવા કરવામાં મદદ મળે એટલા માટે અન્ય પુરુષના ચરણમાં મારૂં ચિત્ત સમર્પણ કરૂં છું. પ્રભુ! તેનું ફળ મળવું તે તમારા હાથમાં છે.” આટલું બોલી તે નર-નારાયણની યુગલ મૂર્તિ હૃદયમાં ધારણ કરી ધ્યાનમાં મગ્ન થઈ ગઈ.

## પ્રકરણ ૯ મું.

### વિવાહ-વિચાર.

સંધ્યાવંદનાદિ કર્મ પરવારી વસુદેવ જપ કરવા બેઠા છે. રોહિણી અને દેવકી તેમની સેવામાં ગુંથાયલાં છે. રોજના નિયમ પ્રમાણે કૃષ્ણ બલરામ આવીને તેમને પ્રણામ કરીને પાસે પડેલા આસન ઉપર બેઠા છે. નાના મોટાના ક્રમથી બીજા યાદવો પણ ત્યાં આવી વડીલોને પ્રણામ કરીને પોતપોતાના આસને બેઠા છે.

દરરોજ સંધ્યાવંદન પરવાર્યા પછી મોટા મોટા યાદવો વસુદેવને ઘેર એકઠા થતા અને દરરોજ શું શું કામકાજ કરવું તે સંબંધી ચર્ચા કરી પોતપોતાનો મત આપતા. આજ એ જ ઉદ્દેશથી બધા ભેગા મળેલા છે. આજનો વિષય સર્વને જાણીતો છે. શ્રીકૃષ્ણે ગંભીર ભાવે પિતા તથા મોટા ભાઇને સંબોધન પુર્વક સુભદ્રાના વિવાહ સંબંધી વાત કાઢી. ત્યાં બેઠેલા બધા યાદવો એકે અવાજે બોલી ઉઠયા: “ ગમે તેની સાથે સુભદ્રાના વિવાહ કરો, પણ અમારી ઇચ્છા તો એટલી જ છે કે કોઈ યોગ્ય સુપાત્ર વીર સાથે તેના વિવાહ મેળવજો. ”

" અમારી પણ એ જ ઇચ્છા છે. " બલરામે કહ્યું. આટલું કહીને તેમના મનમાં અનેક તરંગો આવવા લાગ્યા. સુભદ્રાના વિવાહની વાત સાંભળીને બલરામના મનમાં એક નવિન પ્રકારની ચિંતાએ પ્રવેશ કર્યો. તેઓ મનમાંને મનમાં પોતાના અતિ વહાલા પાત્રનું સ્મરણ કરવા લાગ્યા. એ પાત્ર તે પોતાના પ્રિય શિષ્ય રાજ ચક્રવર્તી દુર્યોધન. એનું સ્મરણ થઇ આવવાથી તેમનું મુખ પ્રફુલ્લ થઇ ગયું.

શ્રીકૃષ્ણ મોટાભાઇનું મુખ પ્રફુલ્લિત થયેલું જોઈને અને તેમના મનનો ભાવ જાણી જઈને શંકામાં પડી ગયા. મોટા ભાઈ પોતાનો મત પ્રદર્શિત કરે તે પહેલાં તો તે બોલવા લાગ્યાઃ "અમારા મનમાં તો સુભદ્રાને માટે ઉત્તમ વર અર્જુન માલમ પડે છે. એના જેવો વર જગતમાં બીજો મળવાનો સંભવ નથી. જો બધાને રૂચતી વાત આવે તો આવતી કાલે જ સુભદ્રાના વિવાહ અર્જુન સાથે કરવાની અમે વ્યવસ્થા કરીએ. "

આ વાત સાંભળતાં જ વસુદેવ સહિત તમામ યાદવો આનંદમાં આવીને એ વાતને અનુમોદન આપવા મંડી ગયા. દેવકી અને રોહિણી પણ આનંદમાં આવી જઇને કહેવા લાગ્યાં કે, " શ્રીકૃષ્ણની ઇચ્છા જ પૂર્ણ થાઓ. " રણવાસની બીજી સ્ત્રીઓએ પણ એ વાતને અનુમોદન આપ્યું.

અર્જુનનું નામ સાંભળીને બલરામ ગર્જના કરીને બોલી ઉઠયાઃ " કદી નહિ, કદી નહિ. હું કદાપિ પાંડવોને

ઘેર મ્હારી બેન આપવા દઇશ નહિ. મ્હારો પ્રિય શિષ્ય દુર્યોધન સુભદ્રાને માટે સર્વ રીતે યોગ્ય વર છે. તેને બોલાવવામાં આવ્યો છે તે જલદી જ દ્વારિકામાં આવશે અને તેને હું સુભદ્રા પરણાવીશ. તમારે બધાએ એ ઉત્સવને માટે તૈયાર થઈ રહેવું."

આટલું બોલી વડીલોની પહરજ લઈ બલરામ ઉઠીને ચાલતા થયા. કોઈની કંઈ પણ વાત સાંભળવાની દરકાર કરી નહિ. યાદવો બલરામની વાત ઉપર ચર્ચા કરતા દુર્યોધન સંબંધી જુદી જુદી જાતના પોતપોતાના અભિપ્રાયો આપવા લાગ્યા. શ્રીકૃષ્ણ પણ બલરામની વાત સંબંધી સારાસારનો વિચાર કરવા લાગ્યા. તેઓ યાદવોને મત આપતા અટકાવી કહેવા લાગ્યા: "જુઓ, તમે સૌ બાળક છો. મોટાભાઈના સિદ્ધાન્ત ઉપર અભિપ્રાય આપવાનો તમારો અધિકાર શો ? માતા–પિતા શિવાય બાળકના વિવાહની વાત કરવાનો બીજા કોઇને અધિકાર નથી. તે જ્યારે તમારા અભિપ્રાયની ઈચ્છા રાખતા નથી, ત્યારે તમોએ ચુપ રહેવામાં જ માલ છે." એટલું કહી શ્રીકૃષ્ણ ગુરૂજનને પ્રણામ કરીને ચાલતા થયા. બીજા યાદવો પણ તેમની પાછળ ચાલી નિકળ્યા.

વસુદેવ, રોહિણી અને દેવકી, બલરામની પ્રતિજ્ઞાથી શંકાશીલ થઇને તેમને શાન્ત કરવાનો ઉપાય શોધવા લાગી ગયાં.

## પ્રકરણ ૧૦ મું.

### ઉપાય.

સુભદ્રાને દુર્યોધન સાથે પરણાવવાના બલરામે લીધેલા પણની વાત આખી દ્વારિકામાં ફેલાઇ ગઈ. સત્યભામા, અર્જુન અને સુભદ્રા ચિંતામાં પડી ગયાં કે હવે ઉપાય શો કરવો?

અર્જુન સુભદ્રાને માટે ગાંડા જેવો બની ગયો હતો. પોતાના પ્રાણસખા શ્રીકૃષ્ણની આગળ વાત કરવાની લજ્જાને લીધે તેની હિંમત ચાલી નહિ, તેથી સત્યભામાની પાસે જઇને તેણે આજીજી પૂર્વક પ્રાર્થના કરી કે તે ગમે તેમ કરીને સુભદ્રા સાથે સંબંધ જોડાવી આપે. "નક્કી સુભદ્રા તમને અપાવીશ" એમ સત્યભામાએ તેને વચન આપીને આશ્વાસન આપ્યું. શ્રીકૃષ્ણના વચન જેટલો જ સત્યભામાના વચન ઉપર અર્જુનને વિશ્વાસ આવ્યો. આથી તેને શાંતિ વળી અને તે આનંદ—સાગરમાં મગ્ન થયેલો જણાયો. પછીથી રાત્રી દિવસ તે સુભદ્રાની મૂર્તિનું જ હૃદયમાં ધ્યાન કરવા લાગ્યો અને તેના ગુણગાનનાં જ સ્તોત્ર ભણવા લાગ્યો. "અસાધારણ રૂપગુણથી ભરેલી સુભદ્રા હવે અવશ્ય મને જ મળશે" એમ મનમાં ને મનમાં બબડતો તે આનંદ સાગરમાં ઝોલાં ખાયા કરતો હતો.

ઉદાસીની સુભદ્રાના મનોભાવ પણ બદલાઈ ગયા હતા. તેને પોતાનું જીવન અકારૂં થઇ ગયું હતું. સૃષ્ટિ-સૌંદર્ય જોઇને જે સુભદ્રા આનંદમાં ડૂબી જતી હતી, વળી સાથે એકાદ માણસ હોય તો તે જોતાં ધરાતી નહોતી, તે સુભદ્રાને આજ કશું જોવું ગમતું નથી. નારાયણની આરતિ કરવામાં પણ તેનું મન લાગતું નથી. એકાદ માણસ ઝાલી રાખે તો બંને મળીને આરતિ ઉતારી શકે એટલો બધો તેને નિર્વેદ વ્યાપી ગયો છે. આ પ્રમાણે પ્રત્યેક કાર્યમાં તેને અભાવ આવી ગયો છે. હંમેશાં હસમુખી સુભદ્રાના મુખ ઉપર ઉદાસીનતાની જ છાયા છવાઈ રહેલી માલમ પડે છે. અર્જુનના હૃદયમાં વ્યાપી રહેલી ઉત્સુકતા અને વિષાદની લાગણી તો સત્યભામા જાણી ગયેલી હતી, અને સુભદ્રાના મનના ભાવ પણ તેના જાણવામાં આવ્યા. એટલે એક તરફ સત્યભામા અર્જુન સાથે સુભદ્રા-નાં લગ્ન કરાવી આપવા ચિંતાતુર છે, અને બીજી તરફ બલરામ પોતાના પ્રિય શિષ્ય દુર્યોધન સાથે પરણાવવાને તત્પર થઈ રહેલા છે. હવે ઉપાય શો ?

સત્યભામા એકાંતમાં હાથ જોડીને પ્રભુની પ્રાર્થના કરવા લાગી: “ હે પ્રભુ ! તમારી પ્રેરણાથી જ સુભદ્રા અને અર્જુનનો મેળાપ કરાવી આપવાની મેં કોશીશ કરી. બંનેનો મેળાપ થયો, બંનેના મનમાં એક બીજા તરફ પ્રેમ ઉત્પન્ન થયો, હવે આ મહાન અંતરાય આવી પડયો. તમે કેમ

તેનો કાંઈ પ્રતિકાર કરતા નથી ?" આમ બોલતાં બોલતાં સત્યભામાનું હૈયું ભરાઈ આવ્યું.

સત્યભામા એક ઘડી પણ સુભદ્રા વગર રહી શકતી નહિ, પણ આજ તે તેની સાથે જણાતી નથી. જે સત્યભામા અર્જુનને દરરોજ આશ્વાસન આપતી અને સુભદ્રાના ગુણનું વર્ણન કરી તેને પ્રલોભિત કરતી હતી, અર્જુન પણ તે સાંભળીને મુગ્ધ થતો હતો, અને સુભદ્રા મળવાની આશામાં કાળક્ષેપ કરતો હતો તે સત્યભામા આજે અર્જુનના તરફ જોઇ પણ શકતી નથી.

જો બળરામનું 'પણ' સિદ્ધ થાય તો સુભદ્રા સમુદ્રમાં ઝંપાપાત કરે અને એકલ વીર અર્જુન કુરૂવંશ અને યદુવંશનો નિર્મૂળ ઉચ્છેદ કરી નાખે. લોહીની નીકો વહે, દ્વારિકા લોહીથી રગદોળાઈ જાય, અને સમુદ્રનાં આસમાની રંગનાં પાણી લોહીથી લાલ રંગનાં થઈ જાય. આ થતું અટકાવવાનો શું કોઈ ઉપાય નથી ?

પ્રભુનું સ્મરણ કરીને સત્યભામા નિશ્ચિંત થઇને બેઠી. કોની મગદુર છે કે મોટાભાઇ બલરામની વિરૂદ્ધ એક શબ્દ પણ ઉચ્ચારી શકે ? પરંતુ મનમાં હસીને સત્યભામા બોલીઃ "સુભદ્રા વીરના વીરત્વને ઉશ્કેરનારી છે. એને યોગ્ય તો એક અર્જુન જ, અવશ્ય એ સુભદ્રાનું ગ્રહણ કરવાને સમર્થ થશે."

વળી તે મનમાં બોલીઃ "અર્જુન બલપૂર્વક સુભદ્રાનું ગ્રહણ કરે, અથવા અર્જુનને સુભદ્રા પરણાવવામાં આવે,

તો મ્હોટા ભાઈના કોપથી આત્મનાશ અને યદુવંશનો પણ નાશ થાય; કદી દુર્યોધનને સુભદ્રા આપવામાં આવે, તો અર્જુનના કોપાગ્નિથી કુરૂવંશ અને યદુવંશ બંનેનો નાશ થઈ જાય; ત્યારે હવે ઉપાય શો કરવો ? સુભદ્રા મરી જાય તો આ બધાની શાન્તિ થાય ? એ નિર્વેદથી ભરેલી ઉદાસીની-એના મનમાં પ્રેમના અંકુરો ફુટેલા છે અને પોતાના મનના માન્યાને એણે જોયો છે, તેથી પોતાના સતીત્વની રક્ષાને માટે એ આત્મહત્યા કરે; તો પછી શું થાય ? યદુવંશમાં કાપાકાપી થાય. અને અર્જુન એકલો શું શુન્ય હૃદયે ઘેર પાછો જાય ? સુભદ્રા મેળવવામાં જે જે અંતરાય રૂપ થયા હોય તેમને શું તે જીવતા રાખી શકે ? કદી નહિ. અર્જુનના પ્રાણ તો સુભદ્રામાં છે, તેની સાથે જ તે પણ સમુદ્રમાં ઝંપાપાત કરે, તેને કોણ અટકાવી શકે એમ છે ? "

એ પ્રમાણે સત્યભામા અનેક ચિન્તા, અનેક તર્ક-વિતર્ક કરવા લાગી. બધાની શી રીતે રક્ષા થાય તેનો કંઈ ઉપાય તેને સૂઝયો નહિ. છેવટે નિરૂપાય થઈને મનમાં ને મનમાં તેણે સંકલ્પ કર્યો કે શ્રીકૃષ્ણની ઈચ્છાજ સફળ થાઓ. હું જાતે જ આજ અર્જુનના હાથમાં સુભદ્રાનો હાથ આપું અને કાલે અર્જુન સુભદ્રાનું હરણ કરીને ઇંદ્રપ્રસ્થ ચાલ્યો જાય. આમ કરવાથી યદુકુળના ભાગ્યમાં સારૂં જ થશે.

આવો સંકલ્પ કરીને સુભદ્રા તથા અર્જુનને એકઠાં કરવાને સત્યભામા ત્યાંથી ચાલી ગઈ.

## પ્રકરણ ૧૧ મું.

### સંપ્રદાન.

સુભદ્રા, બ્રહ્મચર્ય વ્રતધારિણી સુભદ્રા, આદર્શરૂપ સુભદ્રા; આટલા દિવસ અર્જુન તરફ એનો પ્રેમ એના હૃદયમાં ગુપ્ત ગંગાની માફક વહ્યા કરતો હતો. તે બહારથી કોઈ જોઇ શકતું નહિ. સત્યભામા પણ તેનો-મનોભાવ સંપૂર્ણ રીતે જાણી શકતી નહિ. તે એટલુંજ માત્ર જાણતી કે અર્જુન ઉપર તેને પ્રેમ ઉત્પન્ન થયો છે; તેથી કોઈ કોઇ વખત મશ્કરીમાં તેને કહેતી કે, "થોડા વખતમાં અર્જુન સાથે તારો સંબંધ કરાવી આપીને તને સુખી કરીશ હો !"

પણ બલરામની પ્રતિજ્ઞા સાંભળીને સુભદ્રાની અવસ્થામાં બહુ પરિવર્ત્તન થઇ ગયું. તેના હૃદયમાં વહેતો જળ પ્રવાહ આજ તેની આંખોમાં વહી રહ્યો છે. અશોક વૃક્ષની નીચે બેસીને તે વિચાર કર્યા કરે છે કે, "હવે શો ઉપાય કરવો ? જે હૃદય અર્જુનને અર્પણ થઈ ગયું છે, જે હૃદયમાં દૃઢ રીતે અર્જુનની મૂર્તિ સ્થાપન કરી છે, તે હૃદયમાંથી તે મૂર્ત્તિને ઉખેડી નાખીને બીજી મૂર્તિ શી રીતે સ્થાપન કરી શકાય ? સ્રીધર્મમાં નિંદારૂપ કાર્ય મ્હારાથી કોઇ

પણ પ્રકારે શી રીતે થઈ શકે ? એને માટે કદાપિ પ્રાણ આપવા પડે તોપણ કબુલ. આટલા દિવસ તો મનમાં ડર લાગતો હતો કે શ્રી કૃષ્ણની ઈચ્છા વિરૂદ્ધ કાર્ય કરવામાં અપરાધી બનું છું, પણ શ્રી કૃષ્ણ પોતે જ જ્યારે સ્વ ઈચ્છાથી એમ બોલ્યા કે એક અર્જુન જ મ્હારે માટે લાયક વર છે, ત્યારે હવે તે ડર ક્યાં રહ્યો ? તેઓ તો અંતર્યામી છે તેથી મ્હારા અંતરની વાત જાણીને જ તેમણે એ પ્રમાણે કહેલું છે. પરંતુ આજ તેઓ પણ કોણ જાણે કેમ કંઈ બોલતા નથી ? મ્હારૂં દયાજનક રૂદન જોઇને પણ તેમને કંઈ લાગણી નહિ થતી હોય ? તેમની જેવી ઈચ્છા ! તેમની ઇચ્છા ભલે પૂર્ણ થાય. પ્રભુ ! તમારી ઈચ્છા પૂર્ણ થાઓ, હું તેમાં કંઈ અવરોધ કરીશ નહિ. ”

હું મોટાભાઈ બલરામની આજ્ઞાનું પણ ઉલ્લંઘન શી રીતે કરી શકું ? ભાઈ-શ્રીકૃષ્ણ તેમની સામે બોલી શકે નહિ તો હું શી રીતે બોલી શકું ? નહિ, ફક્ત જઇને મોટાભાઈની પાસે એક ભિક્ષા માગીશ. ”

મનમાં આમ બોલી સુભદ્રા ચાલવા લાગી, એટલે સત્યભામા સામી મળી. તે તેને અટકાવીને કહેવા લાગી: “ ક્યાં જાઓ છો, સુભદ્રા બેન ! ”

“ મોટાભાઈ પાસે, તેમને પગે પડીને ભિક્ષા માગવા કે જીવનપર્યંત બ્રહ્મચારિણી રહેવામાં તેઓ મને અટકાવ

ન કરે." ધીરજથી એટલું બોલીને સુભદ્રા પાછી આગળ ચાલવા લાગી.

સત્યભામાએ કહ્યું; "તેઓ કદાપિ એ ભિક્ષા નહિ આપે તો ?"

"આપશે, અવશ્ય આપશે જ." સુભદ્રાએ જવાબ આપ્યો: "ભાભી, તમે જાણો જ છો ને કે મોટાભાઇ મારા ઉપર કેટલો બધો સ્નેહ રાખે છે ? મારૂં કેટલું બધું માન સાચવે છે ? મોટાભાઈનો ક્રોધ શાન્ત કરવાનો ઉપાય માત્ર હુંજ એક છું. જે દિવસે એમનો ક્રોધ પ્રલયના અગ્નિની માફક પ્રજ્વલિત થાય, દ્વારામતીના તમામ લોક ભયના માર્યા ધ્રુજવા લાગે, તે દિવસે હું વચ્ચે પડું, એટલે મારા માનની ખાતર તુરત જ તેમનો ક્રોધાગ્નિ શાંત થઈ જાય. આજ તેમના પગ પકડીને ભિક્ષા માગીશ. બીજી કશી નહિ, ફક્ત એટલી જ-તેમને મુખે એટલું જ કહેવડાવીશ "જા, ખુશીથી જીવતા સુધી કુંવારી રહે."

આટલું બોલીને સુભદ્રા વળી ચાલવા લાગી. સત્યભામાએ પાછી તેને અટકાવીને કહ્યું: "સુભદ્રા, બલરામ મહારાજનું એ પણ, પિતા વસુદેવ અને માતા રોહિણી તથા દેવકી વારંવાર વિરૂદ્ધ પડયા છતાં તોડાવી શકયાં નથી; પરંતુ ઉલટું પ્રથમના કરતાં તે તો વધારે ને વધારે દૃઢ થતું જાય છે, તો તમારી વાત કહેવા જવાને તમે

શા માટે સાહસ ખેડો છો ? એ તમને કુંવારી રહેવાને સંમતિ તો નહિ આપે, પણ ઉલટું જબરજસ્તી પરણાવી દેશે. પરંતુ દુર્યોધન જબરૂ લશ્કર લઇને આવે છે તેને પાછો વાળવાને કોણ શક્તિવાન છે ? દુર્યોધન શું પોતાની મેળે પાછો જતો રહેવાનો છે કે ? ભીષ્મ, દ્રોણ કર્ણ વગેરે મહારથી તેની સાથે આવવાના છે, તો યાદવોની શી અવસ્થા થશે તેનો કંઇ વિચાર કર્યો ? તમે લગ્ન નહિ કરો તો અર્જુન જે તમારે માટે મરવા તૈયાર થયો છે તેનું શું ?"

સુભદ્રા વ્યાકુલ થઈને બોલી: "હું અર્જુનને પણ ચહાતી નથી, અને દુર્યોધનને પણ ચહાતી નથી. હું એટલુંજ ઇચ્છું છું કે મને જેમ ઠીક લાગશે તેમ રહીશ. મોટાભાઈ તેમના શિષ્ય દુર્યોધનને સમજાવીને પાછો કહાડશે, અને તમે તમારા મિત્ર અર્જુનને સમજાવીને વિદાય કરો. આથી યદુવંશને માથેથી બધી પીડા દૂર થશે અને હું મારે બ્રહ્મચર્ય વ્રતમાં જીવન ગાળીશ."

"અર્જુનને માટે આંખોમાં પાણી આવતાં હતાં તે બધું જતું રહ્યું કે શું ?" સત્યભામાએ મર્મમાં કહ્યું:

સુભદ્રાએ ઉત્તર આપ્યો: "યદુવંશના સંમાનની રક્ષાને માટે તો એ અશ્રુપાત તો શું પણ દાવાનળનું દુઃખ પણ સહન કરવાને તૈયાર છું. અર્જુનને મેળવવાની આશા તે ભોગવિલાસને માટે નહોતી. અર્જુન સાથે સંબંધ જોડવાનો વિચાર તે ધર્મકર્મની પૂર્ણતાનો લાભ થાય

તે માટે હતો; અને શ્રીકૃષ્ણની પૂજાનો જગતમાં પ્રચાર કરવામાં મદદ મળે તે માટે હતો. અર્જુનને મન અર્પણ કર્યું છે એટલે આ હૃદયમાં હવે બીજી મૂર્ત્તિને સ્થાન મળે નહિ એ વાત નક્કી. જીવતાં સુધી હવે તો હું શ્રીકૃષ્ણની દેવમૂર્ત્તિમાં લીન રહીશ, અને તેમની પાસે અર્જુનની નરમૂર્ત્તિનું સ્થાપન કરીને નરનારાયણના જુગલ સ્વરૂપની પૂજા કરીને શાન્તિ મેળવીશ."

"તમે તો શાન્તિ મેળવશો, સુભદ્રા ! પણ અમારૂં શું થશે, તેનો વિચાર કર્યો ?" આમ બોલતો અર્જુન એકાએક ત્યાં આવીને ઉભો રહ્યો. સત્યભામાને પાસે ઉભેલી જોઈ તે બોલ્યો કે, "ઓહો, કોણ ભાભી સાહેબ કે ? આજ તો અમારે મંગલ દિવસ ! મેઘની સાથે જ જળ !"

"પણ મેઘનું જળ પીવાય એવું નથી. વજ્રપાતના ભયથી નાસી જવું પડશે, દુર્યોધન જબરૂં લશ્કર લઇને વજ્ર રૂપે આવે છે," આટલું બોલી સત્યભામા અર્જુનના મુખ તરફ જોવા લાગી. તેણે જોયું કે, એ મુખપરથી પ્રફુલ્લતા જતી રહી છે. આંખો આંસુથી ભરાઈ ગઈ છે; શરીર શિથિલ થઈ ગયું છે; નિરાશાને લીધે મનમાં ખિન્નતા વ્યાપી ગઈ છે.

પણ પછી ઉત્તેજીત થઇને અર્જુને કહ્યું: "જો કદાપિ સુભદ્રા [illegible] અને [illegible] [illegible] હોય, અને

શ્રીકૃષ્ણની તેમાં સંમતિ હોય, તો આખી પૃથ્વી એકત્ર થઇને સામી થવા આવે, પણ આ અર્જુનનો વાંકો વાળ કોઈ કરી શકે એમ નથી." આટલું બોલી અર્જુન આતુરતાથી સુભદ્રાની સામે જોઈ રહ્યો. થોડીવાર રહીને પાછો તે બોલ્યોઃ "સુભદ્રા ! હમણાં સત્યભામા ભાભીને મેં કહ્યું તે બરાબર છે ?"

સુભદ્રા આંસુથી ભરેલી આંખે બોલ્યા ચાલ્યા વગર એકીટસે અર્જુન સામું જોઈ રહી. પણ પછી શરમ છોડી દઈને અર્જુનના પ્રશ્નનો ઉત્તર આપવા મધુરી વીણા વાગવા માંડે તેમ એકદમ બોલવા લાગીઃ "અર્જુન ! હું તમને પગે પડીને પ્રાર્થના કરૂં છું કે, તમારા મનમાં મને મેળવવાની વાંછના હોય, તો તે છોડી દો; યદુવંશનું મંગળ ઇચ્છો."

"સુભદ્રા ! મારા હૃદયને વિદીર્ણ ના કરીશ. સુભદ્રા પ્રાપ્ત કરવાની આશા મારા અંતઃકરણમાંથી ખસવાની નથી. અને કદાપિ હું એ આશા છોડી દઉં, તારી ઈચ્છાની વિરૂદ્ધ ન આવું, તો પણ શ્રીકૃષ્ણની દક્ષિણ બાજુએ સુભદ્રાની મૂર્ત્તિ સ્થાપન કરીને તેને હૃદયપટ ઉપર ધારણ કરીને હંમેશાં તેની પૂજા કરીશ, પણ દુર્યોધન કેમ આશા છોડશે ? તે કદાપિ યદુવંશનું અમંગળ કરશે તો તેનું શું ?" આટલું બોલી અર્જુન સુભદ્રાના મુખ સામું આતુરતા ભરી આંખે જોવા લાગ્યો. એ સાંભળી સુભદ્રા ગભરાઇ જઇને રડી પડી

અને સત્યભામાને કહેવા લાગી: " ભાભી ! ભાભી ! હવે યદુવંશની રક્ષાનો શો ઉપાય કરવો ? "

સત્યભામા બોલી: " ચિન્તા ન કરો, બેન ! શ્રીકૃષ્ણની ઈચ્છાજ પૂર્ણ થવાની છે. તેમણે પોતેજ જ્યારે કહ્યું છે કે, અર્જુન સાથેજ સુભદ્રા પરણાવવી છે, ત્યારે આખી પૃથ્વી રસાતલ જાય તો પણ તે વાત ફરવાની નથી. પછી યદુવંશના ભાગ્યમાં જે લખ્યું હોય તે થાય. "

આ સાંભળીને અર્જુન ઉત્સાહમાં આવી જઈને બોલ્યો: " જો એવી જ શ્રીકૃષ્ણની ઈચ્છા છે, ભાભી ! તો પછી યદુવંશને શો ભય છે ? આખું જગત એકઠું થઈને આવે તો પણ કોની મગદુર છે કે યદુવંશને આંગળી પણ અડકાડી શકે ? બિચારા કૌરવોની તો બિસાત શી છે કે યદુવંશનું નામ લઈ શકે ? "

શૂરવીરને છાજે એવાં અર્જુનનાં ગર્વ ભરેલાં વચનથી સુભદ્રા હર્ષ પામી. પણ પાછી શોકાતુર ચહેરે બોલી: "તમારા એ વીરત્વથી જ યદુવંશનો નાશ થવાનો છે; તમારા બાણોના મારથી જ યદુવંશ નિર્મૂળ થશે. "

" એવી શંકા તલમાત્ર પણ કરશો નહિ, સુભદ્રા ! શ્રીકૃષ્ણ જો અનુમતિ આપે, તો તમને લઈને અહીંથી ચાલ્યો જાઉં. શ્રીકૃષ્ણ શિવાય સમસ્ત યાદવો મારા ઉપર ચઢી આવે, તો પણ હસતો હસતો આત્મરક્ષાપૂર્વક તમને લઈને ચાલ્યો

જાઉં; તેમને કદી પીઠ ન દેખાડું. હું આ ગાંડીવ ધનુષ્ય ઉપર હાથ મૂકીને પ્રતિજ્ઞા કરૂં છું કે યાદવોનું એક લોહીનું ટીપું પણ જમીન ઉપર પડવા દઈશ નહિ," અર્જુને કહ્યું.

અર્જુને આ પ્રતિજ્ઞા લીધી તેથી સુભદ્રા તથા સત્યભામાના મુખ ઉપર આનંદ જણાયો. પછી સત્યભામા બોલીઃ "તો ઠીક. આવતી કાલે શિકાર કરવા જવાને વાસ્તે તમારે માટે શ્રીકૃષ્ણનો રથ તૈયાર રહેશે. તમે પ્રથમથી જ રૈવતકની બહાર ઉભા રહેજો. હું સુભદ્રાની સાથે રૈવતકની પ્રદક્ષિણા કરીને જ્યારે રૈવતકની બહારના ભાગમાં આવું ત્યારે તમે સુભદ્રાને તમારા રથમાં ખેંચી લેજો, ને રથ દોડાવી જજો. પ્રતિજ્ઞા સ્મરણમાં રાખજો કે, યાદવોનું એક લોહીનું ટીપું પણ પૃથ્વી ઉપર ના પડે."

એટલું કહી સત્યભામા અર્જુનના જમણા હાથમાં સુભદ્રાનો જમણો હાથ આપીને બોલીઃ "અર્જુન! આજ મારા હૈયાનું ધન તમારા હાથમાં આપું છું; જો જો દુઃખી ના થાય; એનું જતન કરજો."

"ભાભી! શ્રીકૃષ્ણની મરજી વગર આ કામ કદી બનત નહિ." આ પ્રમાણે સુભદ્રા અને અર્જુન બંનેના મુખમાંથી એક સાથે શબ્દો નિકળ્યા. જાણે એક વીણાના બે તાર સાથે એક જ સ્વરમાં [illegible] ન હોય!

“ શ્રીકૃષ્ણની એવી મરજી જ છે એવું મારા મનમાં આવ્યું, અને તેથી આ મારૂં વચન તે પ્રભુની ઇચ્છાનો પડઘો જ સમજજો. ” સત્યભામા એટલું બોલી બંનેના તરફ પ્રીતિ અને ગર્વ ભરી આંખે જોવા લાગી.

“ તથાસ્તુ ” કહીને સુભદ્રા તથા અર્જુન સત્યભામાને પાયે નમ્યાં. તેમના મનમાં આનંદ માતો ન હતો. સત્ય-ભામા પણ તેમને સ્નેહપૂર્વક આશીર્વાદ આપીને સુભદ્રાને લઇને ચાલતી થઈ.

## પ્રકરણ ૧૨ મું.

### અપૂર્વ સારથિ.

સત્યભામાના ઉપદેશ અનુસારે અર્જુન રથ લઇને રૈવતકને એક છેડે ઉભો છે. યાદવ સ્ત્રીઓ સાથે સુભદ્રા રૈવતકની પૂજા કરીને પ્રદક્ષિણા કરવા લાગી છે. એ સમયે એકાએક રક્ષકોથી વિંટાયલી યાદવ સ્ત્રીઓની મધ્યમાં પ્રવેશ કરીને અર્જુને સુભદ્રાનો હાથ ઝાલીને પોતાના રથમાં ઉપાડી લીધી, મંત્રથી વશ થઇ ગઈ હોય તેમ સુભદ્રા તેની સાથે ચાલી ગઈ.

એવી રીતે સુભદ્રાને અર્જુને પોતાના રથમાં ઉઠાવી લીધી તે જોઇને યાદવ સ્ત્રીઓમાં બૂમાબૂમ થઈ રહી કે "અર્જુન સુભદ્રાનું હરણ કરી ચાલ્યો! અર્જુન સુભદ્રાનું હરણ કરી ચાલ્યો!" અર્જુનને અટકાવવાને રક્ષકો તૈયાર થઈ ગયા. દ્વારિકામાં પણ ખબર પહોંચી ગઈ.

રક્ષકોએ અર્જુનને ઘેરી લીધો; પણ તેઓને પરાજીત કરીને અર્જુન આગળ ચાલ્યો. એટલામાં નારાયણી સેના સહિત યાદવકુમારો રસ્તા વચ્ચે આવી પહોંચ્યા. દારૂક સારથિને આ વખતે વિપત્તિ આવી પડી. યદુપુત્રોની સામે રથ શી રીતે ચલાવાય? વારંવાર અર્જુને ટોકયા છતાં



તેના પગમાંથી ઘોડાની લગામ અને ચાબુક હાથમાં લઈ લીધા અને સારથિની જગ્યાએ પોતે બેઠી ગઈ. . . . . . . . . . . . . . . . . . [ પૃ. ૧૭૭

દારૂકે રથ ફેરવ્યો નહિ. ત્યારે પાશાસ્ત્ર મૂકી દારૂકને રથના સ્તંભ સાથે બાંધી લઈને અર્જુને પોતે એક પગથી ઘોડાની લગામ અને બીજે પગે ચાબુક પકડી રાખી નારાયણી સેના સામે રથ ફેરવ્યો. અને બંને હાથે બાણ વૃષ્ટિ કરી યાદવ ગણ ઉપર આક્રમણ કરી આત્મરક્ષા કરી. એણે એવી રીતે બાણ માર્યા કે કોઈના પણ શરીરમાં ઘા થયો નહિ અને આત્મરક્ષા થઇ.

અર્જુન જાતે જ રથી અને જાતે જ સારથિ બન્યો. આવી સ્થિતિમાં અસંખ્ય યાદવ સૈન્યથી અર્જુનને ઘેરાયલો અને જાતે જ રથ હાંકતો ને જાતે જ આત્મરક્ષા કરતો જોઇને સુભદ્રાએ તેના પગમાંથી ઘોડાની લગામ અને ચાબુક હાથમાં લઈ લીધાં અને સારથિની જગ્યાએ પોતે બેસી ગઈ. તેણે એવી ખૂબીથી રથ હંકાર્યો કે નારાયણી સેના સામેના યુદ્ધમાં આત્મરક્ષા કરતાં અર્જુનને જરા પણ ઇજા થઈ નહિ. સુભદ્રાએ રથને ઝપાટાબંધ એવી રીતે આડો અવળો ચલાવવા માંડ્યો કે યાદવ યોદ્ધાઓ નિશાન સ્થિર રાખી શકેજ નહિ. નિશાન ચૂકી ચૂકીને બાણો ફેંકવાથી તેઓનાં બાણ ભાથામાંથી ખૂટી ગયાં, એટલે તેઓ નિરાશ થઇ ગયા. યુદ્ધક્ષેત્રમાં રહેવું હવે તેમને કંઈ ઉપયોગનું નહોતું. અર્જુનની વીરતા જોઇને તેઓ મુગ્ધ થઈ ગયા. બાણો ફેંકવામાં અર્જુનની કુશળતા જોઈને તેઓ આશ્ચર્યચકિત થઈ ગયા. અસંખ્ય બાણોની વૃષ્ટિ

કરતા છતાં અર્જુને એક પણ માણસને ઘાયલ થવા દીધો નથી; ફક્ત યાદવી સેનાના આક્રમણ આગળ પોતાનો બચાવ જ કીધો છે. આ જોઈ યાદવવીરો મનમાં વિચારવા લાગ્યા કે, ખરેખર જગતમાં અર્જુન એક અદ્વિતીય વીર છે. જો તેણે શત્રુભાવે આપણી સાથે યુદ્ધ કર્યું હોત તો આપણામાંથી એક પણ જીવતું રહેવા પામ્યું ન હોત. આપણી સાથે શત્રુતા કરવાનો તેનો ઉદ્દેશજ નથી જણાતો. તેણે કેવળ મિત્ર ભાવેજ આપણી સામે થઇને પોતાનો બચાવ જ કર્યો છે. આવી સ્થિતિમાં અર્જુન સાથે યુદ્ધ કરવું વ્યાજબી નથી. માટે એ બાબતમાં રામકૃષ્ણની સલાહ હવે લેવી જોઇએ. આ પ્રમાણે વિચાર કરીને સાત્યકી પોતે કૃષ્ણ બલરામની પાસે સલાહ લેવા ગયા.

પ્રથમથીજ સાત્યકીના મનમાં શંકા હતી કે શ્રીકૃષ્ણની ઈચ્છા વિરૂદ્ધ અર્જુન કદાપિ સુભદ્રાનું હરણ કરે નહિ. માટે અર્જુનની સામે યુદ્ધ કરવું તે શ્રીકૃષ્ણની ઇચ્છા સામે યુદ્ધ કરવા બરાબર છે. ચક્રધારીના કૂટચક્રની એવી જ ઘટના હોય છે! બલરામની આજ્ઞાથીજ યાદવો યુદ્ધ કરવા આવ્યાછે; બલરામ પણ હથિયાર સજીને શ્રીકૃષ્ણની વાટ જોતા તૈયાર થઇને બેઠા છે. પરંતુ શ્રીકૃષ્ણ આવવાને વાર લગાડયા કરે છે; એ જોઇને સાત્યકી મનમાં વિચાર કરવા લાગ્યા કે, શ્રીકૃષ્ણે બીજી કંઈ યુક્તિ રચવા માંડી છે કે શું?

## પ્રકરણ ૧૩ મું.

### વિવાહ.

બલરામ અર્જુન સામે યુદ્ધ કરવા જવાને સજ્જ થઇને શ્રીકૃષ્ણની વાટ જોઈ રહ્યા છે. ક્રોધથી તેમનું આખું શરીર ધ્રુજી ઉઠયું છે. અર્જુન પોતાની બેનનું હરણ કરી જાય, યદુકુળને કલંક લગાડે, એ અપમાન તેમનાથી સહન થઈ શકતું નથી. શ્રીકૃષ્ણને બોલાવવાને માણુસો દોડાવ્યાં છે, પરંતુ તે માણુસોએ પાછાં ફરતાં નથી ને કૃષ્ણુ પણુ આવતા નથી. પોતાના ભાઈની–શ્રીકૃષ્ણુની આ રાતભાતથી બલરામને વધારે ક્રોધ ચઢયો. તે હાથમાંથી હળ ફેંકી દઈને વિચાર કરતા હેઠા બેઠા.

ગંભીર ચહેરે શ્રીકૃષ્ણુ ત્યાં આવ્યા અને મોટાભાઈ-ને પગે લાગી તેમની પદરજ માથે ચઢાવી પાસે બેઠા અને પછી બોલ્યાઃ “ કેમ બોલાવ્યો ભાઇ, સેવકને શી આજ્ઞા છે ?”

ક્રોધથી કંપિત સ્વરે બલરામ બોલ્યાઃ—“ હજુ પૂછો છો કે શી આજ્ઞા છે ! દૂધપાઇને જે કાલસર્પને ઉછેર્યો તે આજ ઝેરી ડંખ મારીને ચાલ્યો જાય છે તે શું તમે જાણુતા નથી ? તમારો પ્રાણુસખા આપણા કુળને કલંક

લગાડી મને જીવ કરતાં પણ વધારે વહાલી બેન સુભદ્રાનું હરણ કરી જાય છે; તે શું તમે સાંભળ્યું નથી? તેને પ્રતિફળ નહિ આપીએ તો પછી અપમાનનો ટોપલો માથે મૂકીને ફરવું નહિ પડે? માટે હે ચક્રધર! હવે તમારૂં ચક્ર ધારણ કરો, ને તેના સામે યુદ્ધ કરવા એકદમ જાઓ ને તેને બાંધીને પકડી લાવો.”

આ વાત ચાલે છે એટલામાં યુદ્ધ ક્ષેત્રમાંથી સાત્યકી દોડતો આવીને ત્યાં ઉભો.

શ્રીકૃષ્ણે જીજ્ઞાસાથી તેને પૂછ્યું: “સાત્યકી! રણક્ષેત્રની શી હાલત છે?”

હાથ જોડી પ્રણામ કરીને સાત્યકી બોલ્યો: “પ્રભુ! આવું અદ્‌ભુત યુદ્ધ તો કોઈ દિવસ જોયું નથી. ભયંકર યુદ્ધ ચાલી રહ્યું છે; પરંતુ કોઈના શરીરમાંથી એક લોહીનું ટીપું પણ નિકળવા પામ્યું નથી. અર્જુન માત્ર પોતાનો બચાવ કરવાને જ આવતાં બાણોને છેદ્યા કરે છે, કોઇને મારવાને એક પણ બાણ ફેંકતો નથી, અને કોઈના શરીરને ઘાયલ કરતો નથી. આપણી નારાયણી સેના અને યાદવકુમારો યુદ્ધ કરતા કરતાં થાકી ગયા છે અને તેમનાં ભાથાંમાંનાં તમામ બાણ ખલાસ થઈ ગયાં છે. યુદ્ધક્ષેત્રમાં ઉભા રહેવાને હવે કોઈ પણ શક્તિવાન નથી. હવે શું કરવું તેને માટે આપની સલાહ લેવાને માટે મને

મોકલ્યો છે. વળી એક આશ્ચર્ય બન્યું છે તે કહું: "આપની બેન સુભદ્રાદેવી પોતે અર્જુનના રથ ઉપર સારથિની બેઠક ઉપર બેઠી છે અને રથ હાંકે છે. એ એવી કુશળતાથી રથ ચલાવે છે કે એવી રથ ચલાવવાની કળા મેં કોઈ દિવસ જોઈ નથી. રથ આખા લશ્કરમાં ચારે દિશાએ વિજળીના વેગે ફરી વળે છે. કયારે કઈ દિશાએ હોય છે તેની ખબર જ પડતી નથી, તેથી અર્જુન તરફ નિશાન સાધી શકાતું નથી. જાણે મેઘમંડળમાં વિજળીના ચમકારા થતા હોય તેમ કોઈ કોઈ ઠેકાણે આમતેમ ફરતો રથ ચમકયા કરે છે. કોઈ વખત આકાશમાંથી જાણે મોટો તારો ખરતો હોય તેમ આંખને આંજી નાખતો એક ખૂણા ઉપર ઓચિંતો રથ પડે; અને વળી તરત ત્યાંથી દેખાતો બંધ થઈ જઇ બીજા ખૂણા ઉપર પડે. રથ ચલાવવાના આવા કૌશલ્યથી અર્જુનના ઉપર નિશાન તાકીને બાણ મારવા કોઈ શક્તિવાન થઈ શકયું નહિ."

સુભદ્રા આવી સારી રીતે રથ ચલાવી શકે છે એ વાત સાંભળીને બલરામને બહુ આનંદ થયો. પોતાની બેનની હોંસીયારી જોઇને પોતાના મનમાં તે બાબત ગર્વ ઉત્પન્ન થયો. પણ તેમણે નવાઇ પામીને પૂછયું કે, "અર્જુન રથ લાવ્યો કયાંથી ?"

સાત્યકીએ કહ્યું: "સુગ્રીવ વગેરે ઘોડા જોડેલો એ તો ભગવાન શ્રીકૃષ્ણનો જ રથ છે."

શ્રીકૃષ્ણ તરફ ફરીને બલરામે ઘાંટો કાઢીને કહ્યું: “ જાણ્યું જાણ્યું. એ બધી તમારી જ ચતુરાઇ. મારી ધારણા વ્યર્થ કરવાને માટે જ તમે આ બધો ઘાટ ઘડેલો જણાય છે. તમે પોતાનો રથ અર્જુનને આપીને જ તેને એનનું હરણ કરવાનો ઉપદેશ આપ્યો છે. હવે શું મોઢું લઇને તેની સામે યુદ્ધ કરવા જવાય ? માટે જ મૌન ધારણ કર્યું છે ! અમારૂં આવું અપમાન કરવાનું તમારે શું કારણ હતું ?” આટલું કહી થોડો વખત શાંત રહી વળી પાછો વિચાર કરીને બલરામ બોલ્યા: “ નહિ, નહિ; એ મારી જ ભૂલ છે. શ્રીકૃષ્ણની ઇચ્છા પ્રમાણે જ બધું થવાનું છે એમ જાણતા છતાં મેં જુદી રીતે ઇચ્છા કરી તેથી જ આમ થયું.”

શ્રીકૃષ્ણ હાથ જોડીને બોલ્યા: “ આમાં મારો કોઈ દોષ નથી, મોટાભાઈ ! મારા રથમાં બેસીને તો અર્જુન હંમેશાં ફરે છે; આજ પણ તેવી રીતે તે રથ લઇ ગયો હશે. રથ લઈ જવાને મને પુછવાની પણ તેને જરૂર નથી. હું તો એ વાતમાં જાણતો પણ નથી. જો આ કામમાં મારી અનુમતિથી રથ લઈ ગયો હોત તો દારૂક જ રથ ચલાવતો હોત, સુભદ્રાને રથ ચલાવવાની કંઈ જરૂર નહોતી. ”

આ સાંભળી બલરામે આગ્રહપૂર્વક સાત્યકીને પૂછયું: “ દારૂક કયાં છે ? ”

સાત્યકીએ જવાબ આપ્યો: “ તે તો રથના થાંભલા સાથે બાંધી લીધેલો દેખાય છે. ”

શ્રીકૃષ્ણ ઉત્સાહથી બોલી ઉઠયા: " આ ઉપરથી સમજાશે કે મારો કંઈ દોષ નથી. મારી અનુમતિથી દારૂક ગયા હોત તો તેને બંધન દશા શામાટે ભોગવવી પડત ? મોટાભાઈ! મને તો એમ લાગે છે કે, સુભદ્રા અર્જુન ઉપર પ્રેમાસક્ત થયેલી છે, તે મનથી અર્જુનને વરી ચૂકેલી છે, તેથી દુર્યોધન સાથે વિવાહ થતાં સતીત્વ નાશ થવાનો ભય લાગવાથી અર્જુનને આત્મસમર્પણ કરીને પોતાની મેળે ચાલી ગઈ. અર્જુન પણ ક્ષત્રિય વિધિ પ્રમાણે પોતાના ઉપર પ્રેમાસકત થયેલી કન્યાનું હરણ કરીને તેને લઈ જાય છે. એમાં અર્જુનનો પણ શો દોષ ? સુભદ્રા અર્જુનના ઉપર પ્રેમાસકત ન થઈ હોત, તો યાદવ ગણ સાથે પોતે જાતે અર્જુનનો રથ ચલાવવા શામાટે બેઠી હોત ? "

આ પ્રમાણે અહીં વાતચિત ચાલે છે તે વખતે વસુદેવ, દેવકી, રોહિણી, વગેરે મંડળી ત્યાં આવી પહોંચી. તેઓએ ઉત્સુકતાથી ગભરાટમાં પૂછયું: " રામ! કૃષ્ણ! હવે એનો ઉપાય શો કરવો ? "

શ્રીકૃષ્ણે નમ્રતાથી કહ્યું: " સુભદ્રાએ યોગ્યપાત્રને જ આત્મસમર્પણ કર્યું છે. અર્જુન સુભદ્રાનું હરણ કરીને નાસી જવાનો નથી. તે સારી રીતે જાણે છે કે, સુભદ્રા મારા ઉપર પ્રેમાસકત થયેલી છે અને હું પણ તેને મેળવવાને યોગ્યવર છું. એક તરફ અપાર નારાયણી સેના, અને બીજી તરફ

અર્જુન એકલો. આવા ભારે યુદ્ધમાં પણ અર્જુન પાછી પીઠ ફેરવતો નથી. આવા અદ્દભુત વીરત્વની વાત કોઈ વખત કાને સાંભળી છે!"

અર્જુનની આવી વીરતાની વાત સાંભળીને રોહિણી અને દેવકી ગભરાટમાં બોલી ઉઠયાં: "હાય, હાય, ત્યારે આપણા યાદવ કુમારોની શી દશા થઈ હશે?"

શ્રીકૃષ્ણે તેમને શાંત કરીને કહ્યું; "મા, મા, અર્જુન યદુવંશ સાથે શત્રુતા બતાવે એવો નથી. અર્જુન શત્રુતા રાખીને યુદ્ધ કરતો હોત, તો એક ક્ષણમાં જ યદુવંશને નિર્મૂળ કરી નાખ્યું હોત, પણ તે તેમ કરે એવો નથી. તમારા કુમારોના શરીરને તેણે એક બાણ પણ લાગવા દીધું નથી. તમારી નારાયણી સેનાનું એક લોહીનું ટીપું પણ યુદ્ધભૂમિ ઉપર પડવા દીધું નથી. અર્જુન અદ્વિતીય વીર અને યાદવોનો સાચો મિત્ર છે. એટલા માટે હું કહું છું કે, યુદ્ધ બંધ રખાવો અને અર્જુનને આદરમાન સહિત પાછો તેડી લાવો. તેના આશ્ચર્યજનક વીરત્વથી પ્રસન્ન થઇને બક્ષીસ તરિકે સુભદ્રાનું દાન તેને કરો એજ ઉત્તમ માર્ગ છે."

આ સાંભળી બધા રાજી થયા અને યાદવગણનો ક્રોધ તથા અભિમાન પણ દૂર થયાં; પણ બલરામના મનને શાંતિ વળી નહિ. પરંતુ શું કરે? પોતાની બેન જ

જ્યારે પોતાની ઇચ્છાથી અર્જુનને આત્મસમર્પણ કરી ચૂકી છે, તો પછી જબરજસ્તીથી તેને બીજાની સાથે પરણાવવા જતાં તેના નારીધર્મ વિરૂદ્ધ–સતીત્વ ભંગ કરવા જેવું કામ થાય, તે શી રીતે કરી શકાય ? છેવટે ના છૂટકે બલરામ સંમત થઈને બોલ્યાઃ “ અર્જુનના વીરત્વ અને મિત્રભાવના બહુ માન તરિકે હું મારે હાથે જ મારી બેનનું દાન તેને કરીશ. ” આટલું બોલીને સુભદ્રા તથા અર્જુનને માન સાથે તેડી લાવવાને માટે તેમણે સાત્યકીને આજ્ઞા કરી.

આ સમયમાંજ દુર્યોધન વંરવેશે જાન લઈને મોટા લશ્કર સાથે સેનાપતિગણ સહિત યુદ્ધક્ષેત્ર આગળ આવી પહોંચ્યો. અર્જુન અને યાદવોનું યુદ્ધ જોઇને તે આશ્ચર્ય પામ્યો. વિશેષ આશ્ચર્ય તો એથી પામ્યો કે સુભદ્રા પોતે સારથિની જગ્યાએ બેસીને અર્જુનનો રથ હાંકે છે. દુર્યોધનનો વિચાર જાણીને કર્ણ, અર્જુનનો પરાભવ કરી સુભદ્રાને ગ્રહણ કરી લેવાને કેડ બાંધીને તૈયાર થયો. પણ ભીમ હાથમાં ગદા લઈને તેનો માર્ગ રોકવાને તેની સામે આવીને રસ્તા વચ્ચે ઉભો. ભીમ પહેલેથી જાણતો હતો કે આ વખત આવવાનો છે; કેમકે અર્જુને મહારાજ યુધિષ્ઠિરની અનુમતિ મેળવવાને સુભદ્રાનું હરણ કરતા પહેલાં માણસ મોકલ્યું હતું, અને તેથી ભીમ દુર્યોધનની સાથે પોતાના સૈન્ય સાથે વરયાત્રામાં આવ્યો હતો.

કૌરવોની સેના યાદવોની સેના સાથે જોડાઈ ગઈ. બંનેએ એક સામટો અર્જુનના ઉપર હલ્લો કર્યો. ઘોર સંગ્રામ મંડાયો. અર્જુને એવી ચપળતાથી વિસ્મયકારક બાણવૃષ્ટિ કરી કે તેની સામે કૌરવ સેનાથી ટકી શકાયું નહિ. તે છિન્નભિન્ન થઇને પલાયન કરી ગઈ. એવામાં સાત્યકી ત્યાં આવી પહોંચ્યો. તેણે યાદવ યોદ્ધાઓને યુદ્ધ કરતા અટકાવ્યા, અને પોતે હથિયાર નીચાં ઉતારી નાંખી વગર હથિયારે અર્જુનની પાસે ગયો.પાસે જઇને તેણે અર્જુનને બલરામ તથા શ્રીકૃષ્ણનો અભિપ્રાય જણાવ્યો. અર્જુને તેમનો આદેશ માથે ચઢાવીને ધનુષ્યબાણ નીચે મૂકી દીધાં.

સાત્યકીને જોઇને સુભદ્રા બહુ શરમાઈ ગઈ, અને સારથિના આસનેથી ઉઠી જઇને રથના એક ખુણામાં લપાઇ ગઈ. દારૂકને બંધનથી મુક્ત કર્યો અને દ્વારિકા તરફ રથ ચલાવવા તેને આજ્ઞા કરી.

યાદવોએ અર્જુનને સન્માન આપવા માંડયું તે જોઈને ભીષ્મ, દ્રોણ, કર્ણ વગેરેએ કૌરવ સૈન્યને યુદ્ધ કરવાની મના કરી. અર્જુનને સુભદ્રા મળી અને દુર્યોધન નિરાશ થઇને હસ્તીનાપુર પાછો ચાલ્યો ગયો.

સુભદ્રા અને અર્જુન દ્વારિકા પહોંચ્યા પછી બલરામે જાતે તેમનું ઘણું સન્માન કર્યું અને મોટા ઠાઠમાઠથી લગ્નનો સમારંભ કર્યો. આ પ્રમાણે યાદવકુળ અને પાંડવકુળનો સંબંધ જોડાવાથી બંનેના કુટુંબમાં બહુ આનંદ વર્તી રહ્યો.

## પ્રકરણ ૧૪ મું.

### ઇન્દ્રપ્રસ્થ.

બાર વર્ષ સુધી સખત બ્રહ્મચર્ય વ્રત પાળીને તીર્થ-યાત્રા કરતો કરતો અર્જુન પ્રભાસમાં આવ્યો. ત્યાં બાર વર્ષ પૂરાં થયાં અને એ રીતે મર્યાદા ઉલ્લંઘનનું પ્રાયશ્ચિત્ત તેણે કર્યું. ત્યાંથી તે દ્વારિકામાં આવ્યો ને પોતાના પ્રાણ-સખા શ્રીકૃષ્ણને મળ્યો. અર્જુનને આવેલો જોઇને દ્વારિકામાં આજ આનંદનો સાગર ઉછળી રહ્યો હતો.

બે વર્ષથી સુભદ્રાને અર્જુનનાં દર્શન થયાં ન હતાં. તેથી પોતાના આરાધ્ય દેવનાં દર્શન કરીને સુભદ્રાના આનંદનો આજે પાર નહોતો. "આટલે દિવસે આજ મારી તપશ્ચર્યાનું ફળ મળ્યું કે જેથી મારા આરાધ્ય દેવતાનું દર્શન કરીને આજે હું કૃતાર્થ થઇ." એમ બોલીને સુભદ્રા અર્જુનને પગે પડી અને પ્રણામ કરીને તેનાં બંને ચરણ કમળો મસ્તકે ધારણ કરીને તે કૃતાર્થ થઇ. અર્જુને ઘણા પ્રેમથી સુભદ્રાને ઉંચકી લીધી અને પોતાની ડાબી બાજુએ તેને બેસાડી. પછી બે વર્ષ કેવી કેવી રીતે વીતાડ્યાં તે સંબંધી પોત પોતાની વાત તેઓએ એક બીજાને કરવા માંડી.

બંને એકબીજાના સુખદુઃખમાં સહાનુભૂતિ દેખાડીને પરમ સંતોષ પામ્યાં.

ઈંદ્રપ્રસ્થ છોડયાને અર્જુનને ઘણા દિવસ થયા હતા. માતા તથા ભાઇઓનું દર્શન લાંબાકાળ સુધી થયેલું ન હોવાથી તેના દુઃખથી અર્જુનનું મન બહુ વ્યાકુળ થઈ ગયું હતું. સત્યભામા વારંવાર દ્રાપદીની વાત કાઢીને તેની મશ્કરી કર્યા કરતી હતી અને તેથી તે સૌને જઇને મળવાને માટે અર્જુનનું મન ઉંચું થઈ ગયું હતું.

શ્રીકૃષ્ણે અર્જુન તથા સુભદ્રાને ઈંદ્રપ્રસ્થ જવાની સઘળી તૈયારીઓ કરી અને પોતે પણ તેમની સાથે ઈંદ્રપ્રસ્થ ગયા. મહારાજ યુધિષ્ઠિર સુભદ્રા સહિત શ્રીકૃષ્ણ અને અર્જુન આવવાની વાત સાંભળીને આનંદસાગરમાં મગ્ન થઇ ગયા અને મોટી સવારી સાથે સામા જઇને તેમને શહેરમાં તેડી લાવ્યા.

ઈન્દ્રપ્રસ્થ શહેરની શોભા જોઇને સુભદ્રા મુગ્ધ થઈ ગઈ. ત્યાં જઈને તેનામાં એકજ વિચાર આવ્યો તે એકે અર્જુનની શ્રીકૃષ્ણ ઉપર ઘણી ભક્તિ છે, તેથી તેની મદદથી અહીં હું કૃષ્ણપૂજાનો પ્રચાર કરીશ. પણ અર્જુનના કરતાં તો યુધિષ્ઠિરની કૃષ્ણભક્તિ વધારે જોવામાં આવી; બીજા ભાઇઓ પણ કૃષ્ણ સેવામાંજ સદા મચેલા રહેતા; અને દ્રૌપદીની કૃષ્ણ ભક્તિની તો તુલના જ થઈ શકે એમ નહોતું. સુભદ્રાથી

સમજી શકાયું નહિ કે અહીં આટલા બધા અને આવા કૃષ્ણભક્ત શી રીતે થયા ? તે પોતાના મનમાં ને મનમાં પસ્તાવો કરવા લાગી કે, હું બાળપણથી જ તેમની પાસે ને પાસેજ રહી, તેમના હાથે મેં કેળવણી લીધી, તેમનો ઉપદેશ ગ્રહણ કર્યો, તેમને દેવ ગણીને તેમની પૂજા કરી, તો પણ તેમનો મહિમા હું બરોબર જાણી શકી નહિ; અને આ લોકો આટલે બધે દૂર રહે છે અને થોડા દિવસજ તેમણે તેમના સમાગમનો લાભ લીધો છે, તે છતાં તેઓ તેમનો આટલો બધો મહિમા શી રીતે સમજી શક્યાં ? આ જોઈને તેના મનમાં અપૂર્વ આનંદ થયો. દ્વારિકાની બહારના પ્રદેશમાં કૃષ્ણપૂજાનો પ્રચાર કરવામાં મદદ મળશે એમ જાણીને તેણે અર્જુનને પોતાનું આત્મસમર્પણ કર્યું; પણ તેના જોવામાં તો આવ્યું કે, શ્રીકૃષ્ણ તો પોતાની મેળેજ જગત-માં વ્યાપી રહ્યા છે. આ વાતનો વિચાર કરતાં તેના મનમાં કૃષ્ણભક્તિનું જે અભિમાન હતું તે ઉતરી ગયું. પછી હાથ જોડીને તેણે પ્રભુની પ્રાર્થના કરી કે, “ ભાઈ ! તમારો પાર હું પામી શકતી નથી, બીજાઓને જેવી ભાવ-ભરી ભક્તિ આપી છે તેવી મને શા માટે ન આપી ? ”

પાંડવોના નગરમાં સુભદ્રાને શ્રીકૃષ્ણની બેન ગણીને જેટલું માન મળતું તેટલું અર્જુનની સ્ત્રી ગણીને મળતું નહિ. બધા પાંડવો કૃષ્ણની બેન સુભદ્રાના ઉપર શ્રીકૃષ્ણના જેટલોજ પ્રેમ રાખતા. કુંતામાતા પોતાની છોકરીના જેવી

તેના ઉપર મમતા રાખતાં અને દ્રૌપદી જાણે શ્રીકૃષ્ણની જ ભક્તિ કરતી હોય તેમ તેની સાથે વર્તતી અને પોતાને કૃતાર્થ માનતી. સુભદ્રાએ ઇંદ્રપ્રસ્થમાં દરેક જણનાં મન હરણ કરી લીધાં. સૌ એને પૂછીને વાત કરતાં. તેની રીત-ભાત અને તેની સેવાચાકરીથી બધાં મુગ્ધ બની ગયાં. કોઈ તેની કૃષ્ણભક્તિથી, કોઈ તેનો સ્નેહ અને તેની મમતા જોઈને, કોઈ તેની અસાધારણ દયા જોઈને તેના ઉપર મોહિત થયું. એમ ઇંદ્રપ્રસ્થમાં સૌ કોઈ સુભદ્રાને વશ થઈ ગયું એટલુંજ નહિ પણ તેની અપૂર્વ પ્રતિભાશક્તિથી મહારાજા ધર્મરાજનું મન પણ તેના તરફ આકર્ષાયું, તે એટલે સુધી કે જ્યારે જ્યારે શ્રીકૃષ્ણની સલાહ લેવાનો સમય ન મળે તે વખતે તે સુભદ્રાની સલાહ લેતા ને તે પ્રમાણે કામ કરતા.

# પ્રકરણ ૧૫ મું.

## રાજસૂય યજ્ઞ.

ઈન્દ્રપ્રસ્થમાં રહીને શ્રીકૃષ્ણે યુધિષ્ઠિરને રાજસૂય યજ્ઞ કરવાની સલાહ આપી. યુધિષ્ઠિરે જાણ્યું કે યજ્ઞનારાયણ સ્વરૂપ શ્રીકૃષ્ણ પોતેજ યજ્ઞ કરવાનું કહે છે, ત્યારે તે કરવોજ, એમ મનમાં નિશ્ચય કરીને તેમણે પૂર્ણભાવથી યજ્ઞ કરવાની મરજી દેખાડી. પરંતુ ચક્રવર્તી રાજા વગર કોઈથી એ યજ્ઞ કરી શકાય નહિ; અને તે વખતે જરાસંધ ભારતવર્ષનો સમ્રાટ—ચક્રવર્તી રાજા હતો, તેથી શ્રીકૃષ્ણની સલાહથી તેમણે બતાવેલી યુક્તિવડે ભીમે ગદાયુદ્ધમાં જરાસંધનો નાશ કર્યો. પછી ચારે ભાઈઓએ ચારે દિશામાં દિગ્વિજય કરી આવી, તમામ રાજાઓને યુધિષ્ઠિરની આણ તળે આણ્યા. સઘળા રાજાઓએ મહામૂલ્યવાન ભેટો આપીને યુધિષ્ઠિરને સંતુષ્ટ કર્યા. મહામોટા ઠાઠમાઠથી રાજસૂય યજ્ઞ સંપૂર્ણ થયો અને યુધિષ્ઠિર ભારતવર્ષમાં એક છત્રધર સમ્રાટ્ બન્યા. ભરતખંડના ચક્રવર્તી મહારાજા થયા.

યજ્ઞના નિયમાનુસાર આવેલાં માણસોમાં જે સર્વથી શ્રેષ્ઠ હોય તેની અર્ઘ્યપ્રદાનપૂર્વક વિધિસર પૂજા કરી

તેનું બહુમાન કરવું જોઈએ, તે પ્રમાણે ધર્મરાજ યુધિષ્ઠિરે, શિશુપાલ વગેરેએ વિરોધ કર્યા છતાં, શ્રીકૃષ્ણનું પૂજન કરીને જગતમાં તેમની શ્રેષ્ઠતા સ્થાપિત કરી. આ જોઈને સુભદ્રાને અપાર આનંદ થયો. સુભદ્રાની મનકામના આ રીતે પૂરી થવાથી, પાંડવોના ચરણમાં પોતે વેચાઈ ગઈ હોય તો પણ ઓછું છે, એટલી બધી ઉપકારની લાગણી તેના મનમાં થઈ આવી.

યુધિષ્ઠિરનો રાજસૂય યજ્ઞ જોઈને દુર્યોધનને પાંડવોના ઉપર ઈર્ષ્યા આવી, તેથી તેણે યુધિષ્ઠિરને જુગાર રમાડી કપટબાજીથી હરાવ્યા અને તેમનું રાજ્ય તથા ધનસંપત્તિ સૌ જીતી લીધું. આથી પાંચે પાંડવોને દ્રૌપદી સહિત વનમાં જવું પડયું. શ્રીકૃષ્ણ સુભદ્રાને લેઈને દ્વારિકા ગયા. આ વખતે સુભદ્રાને એક પુત્ર થયો હતો અને તેનું નામ અભિમન્યુ પાડયું હતું. સુભદ્રા તેનું સારી રીતે પાલન કરતી હતી; મામા શ્રીકૃષ્ણ તેને શિક્ષા–કેળવણી આપતા હતા; બલરામ, સાત્યકી વગેરે તેની સંભાળ લેતા તથા તેનું રક્ષણ કરતા હતા. મામાના હાથની કેળવણીથી અભિમન્યુ થોડા વખતમાં જગતમાં અદ્વિતીય વીર બની ગયો. કેમ ન બને ? બાણાવળી અર્જુન જેનો પિતા, શૂરી ક્ષત્રાણી સતી સુભદ્રા જેની માતા, અને શ્રીકૃષ્ણ ભગવાન જાતે જેના મામા, તે જગતમાં મહાન વીર પુરૂષ નિવડે એમાં નવાઈ શી ?

પાંડવોએ અજ્ઞાતવાસ વખતે ગુપ્તવેશે વિરાટરાજાને ત્યાં વાસ કર્યો હતો. અર્જુન બૃહન્નલા નામ ધારણ કરીને સ્ત્રીવેશે વિરાટ રાજાની છોકરી ઉત્તરાને ભણાવવાનું કામ કરતો હતો. જે વખતે તેમને ખરે નામે પ્રગટ થવાનો પ્રસંગ આવ્યો તે વખતે વિરાટ રાજાએ પોતાની પુત્રી અર્જુનને પરણાવવાની માગણી કરી, પણ અર્જુને તેને પુત્રી માફક ગણીને ભણાવેલી તેથી લગ્ન કરવા ના પાડી; અને એમ કહ્યું કે પોતાના પુત્ર અભિમન્યુને એ કન્યા આપવામાં આવશે તો વ્યાજબી ગણાશે, અને એ સંબંધ પણ સારો જોડાશે. વિરાટ રાજાએ આ વાત કબુલ કરી. તે ઉપરથી પાંડવોએ અભિમન્યુને તેડાવ્યો. દ્વારિકાથી શ્રીકૃષ્ણ અભિમન્યુ વગેરેને લઇને જાન સાથે આવ્યા. ઘણા ઠાઠમાઠથી ઉત્તરા તથા અભિમન્યુનાં લગ્ન થયાં. પછી સૌ લોકે પાંડવોને પોતાનું રાજ્ય દુર્યોધન પાસેથી પાછું લઇ લેવાને શિખામણ આપી અને વિરાટ રાજાએ કહ્યું કે મારૂં લશ્કર લઇને જાઓ અને દુર્યોધન સાથે યુદ્ધ કરીને રાજ્ય પાછું લઈ લ્યો. પરંતુ જ્યાં સુધી યુદ્ધ કર્યા વગર સલાહસંપથી રાજ્ય પાછું મળે, ત્યાં સુધી સારૂં એમ ધારીને શ્રીકૃષ્ણ, અભિમન્યુ તથા ઉત્તરાને લઇને દ્વારિકા ગયા. પાંડવોએ દુર્યોધનને પોતાનું રાજ્ય પાછું આપવા કહેવડાવ્યું પણ તેણે તેમ કરવાની ના પાડી. શ્રીકૃષ્ણ જાતે વિષ્ટિ કરવા ગયા; વધારે નહિ તો પાંડવોને રહેવાને ફક્ત પાંચ ગામ માગ્યાં; પણ તેણે તો પાંડવોને

ઉભા રહેવાને સોઇની અણી જેટલી પણ જમીન આપવાની ઘસીને ના પાડી. તેથી છેવટે યુદ્ધની તૈયારી કરવી પડી.

દ્વારિકામાં આવ્યા પછી યાદવોએ અભિમન્યુઉત્તરાના લગ્નનો ભારે ઉત્સવ કર્યો. સુભદ્રા, પુત્ર અને પુત્રવધૂને જોઇને ઘણો આનંદ પામી. પણ અર્જુનનાં દર્શન વગર તેના મનમાં બહુ અશાન્તિ રહેતી. અર્જુનને મળવાને તે બહુ ઉત્કંઠિત થઈ રહી હતી તેથી શ્રીકૃષ્ણે તેને વિરાટ નગર જવાનો બંદોબસ્ત કરી આપ્યો. સુભદ્રા અભિમન્યુ તથા ઉત્તરાને લઇને ત્યાં ગઈ.

દ્વારિકાથી વિરાટ નગર જતી વખતે શ્રીકૃષ્ણને પ્રણામ કરીને સુભદ્રાએ કહ્યું કે, "દૃષ્ટિ સામે ભારતનું મહા ભયંકર ઘોર યુદ્ધ દેખાઈ રહ્યું છે, કોણ જાણે શુંએ પરિણામ આવશે તે કળી શકાતું નથી, માટે ભાઈ! એવા સંકટના વખતમાં તમારા આશ્રિતોને ભૂલી જશો ના."

"તમે પણ નિરાશ્રયને આશ્રયદાન આપવાનું ભૂલશો ના." એમ કહીને શ્રીકૃષ્ણે તેને આશ્વાસન આપ્યું અને કહ્યું કે "બેન! ગભરાઈશ નહિ, હું તારી પાસેનો પાસે જ છું." પછી સુભદ્રાને આશીર્વચન આપી વિદાય કરી.

## પ્રકરણ ૧૬ મું.

### આશ્રયદાન.

સુભદ્રા વિરાટ રાજ્ય તરફ પ્રયાણ કરે છે. માર્ગમાં ગંગાસ્નાન કરીને કિનારે સ્થિર ચિત્તે ઉભી છે, તે વખતે જુએ છે તો દંડી નામે એક રાજા ઝાડની ડાળી સાથે પોતાનો ઘોડો બાંધી આત્મહત્યા કરવા ગંગામાં પડવાની તૈયારી કરે છે. જેવો તે ગંગામાં કુદી પડવા જાય છે તેવોજ સુભદ્રા તેને "હાં હાં" કહીને અટકાવીને બોલીઃ "મહાશય ! આત્મહત્યા તો મહાપાપ છે. શા માટે તમે એવું પાપકર્મ કરવાને તત્પર થઈ રહ્યા છો ? તમો ક્ષત્રિય શૂરવીર જણાઓ છો, તમારે માથે એવું શું દુઃખ આવી પડયું છે કે તમારે આમ આત્મહત્યા કરવાની જરૂર પડી ?"

સુભદ્રાના મુખનાં આવાં સ્નેહ અને મમતા ભરેલાં ઉપદેશનાં વચન સાંભળીને તે રાજા ગળગળો થઈ રોતો રોતો બોલ્યોઃ "માતા ! આ અભાગી જીવને ત્રણે લોકમાં કોઈ પણ આશ્રય આપી શકે એમ નથી; એનું આશ્રય સ્થાન તો આ ગંગામૈયાનું ગંભીર જળજ છે."

સુભદ્રાએ આશ્ચર્ય પામીને પૂછ્યુંઃ "ભાઈ ! તમારે માથે એવું શું સંકટ આવી પડયું છે ? મને કહો, તમો શા માટે અને કોની પાસે આશ્રય લેવા ગયા હતા ?"

દંડી રાજાએ કહ્યું: "માતાજી! મારા દુઃખનું કારણ આ મારી વહાલામાં વહાલી ઘોડી છે. એની રક્ષાને માટે પૃથ્વી ઉપરના સઘળા રાજાઓને શરણે હું જઈ આવ્યો, તમામ દેવો પાસે પણ જઈ આવ્યો, પરંતુ કોઇએ મને શરણે રાખવાની હા પાડી નહિ, તેથી છેવટે આ શિવાય બીજો રસ્તો મને સૂજ્યો નહિ." આમ બોલતાં બોલતાં દંડી રડી પડયો.

સુભદ્રાએ આશ્ચર્ય સાથે તેને પૂછ્યું: "એક ઘોડીને માટે તારા ઉપર આટલી બધી વિપત્તિ શાથી આવી પડી, કે જેથી સ્વર્ગલોક અને મૃત્યુલોકમાં કોઇ તને આશ્રય આપી શકતું નથી?"

દંડી ફરીથી રડતો રડતો બોલવા લાગ્યો, "માતાજી! શ્રીકૃષ્ણ મારી આ ઘોડીને જબરજસ્તી લઈ લેવાને તૈયાર થઈ રહ્યા છે, ને મારે આપવી નથી. તેમની સાથે યુદ્ધ કરવાની મારામાં શક્તિ નથી. આથી ભારતવર્ષના એકે એક રાજાને શરણે જઇને આશ્રય માગવા હું જઈ આવ્યો, પરંતુ શ્રીકૃષ્ણની વિરૂદ્ધ કોઇએ મને શરણે રાખવાની હા પાડી નહિ. દેવોના રાજા ઈંદ્ર, અરે ઇંદ્ર તો શું પણ બ્રહ્મા, વિષ્ણુ, શિવ વગેરે તમામ દેવો પણ પાસે ગયો. પણ કોઈની મને આશ્રય આપવાની હિંમત ચાલી નહિ. માડી! પૃથ્વી ઉપરથી ધર્મ લોપ થઇ ગયો છે! દેવતાઓ પણ આશ્રયદાન આપવાનું ભૂલી ગયા છે! ક્ષત્રિયો પણ શરણે

આવેલાની રક્ષા કરવાનો ધર્મ જાણતા નથી! ક્ષત્રિય રાજ-વંશીનર શીબી, જેણે એક હોલાની રક્ષા કરવાને માટે પોતાના શરીરમાંથી માંસ કાપી કાપીને આપ્યું હતું, તેવા ક્ષત્રિયો આજ ક્યાં રહ્યા છે?"

સુભદ્રાએ દંડીરાજની વાત સાંભળીને ઉત્સુકતાથી પુછયું: "તું પાંડવોને શરણે ગયો હતો?"

દંડીએ ખિન્નવદને જવાબ આપ્યો: "ના મા, ત્યાં જવાથી શું ફળ મળવાનું હતું? પાંડવો તો શ્રીકૃષ્ણના મિત્ર થાય, તેઓ પોતાના મિત્રની વિરૂદ્ધ કંઈ મને આશ્રય આપવાના હતા? અને કદાચ જાઉં તો બળવાન પાંડવો તરતજ મને પકડી કેદ કરીને આ ઘોડી સાથે શ્રીકૃષ્ણની પાસેજ મોકલી આપે. મારે માટે તો હવે મૃત્યુ એજ છેલ્લો ઉપાય છે. માટે માડી! તમે મને આપઘાત કરતાં રોકશો નહિ." આટલું બોલી દંડી નિરાશ થયેલે ચહેરે નીચું જોઈ રોવા લાગ્યો.

દયાની મૂર્ત્તિ સુભદ્રા! એના મનમાં આવ્યું કે પાંડવો કોઈ દિવસ શરણે આવેલાને નિરાશ કરે જ નહિ. આ વિચારથી તેના મનમાં આનંદની લાગણી જણાવા લાગી. તે મનમાં વિચારવા લાગી કે "ભાઈ શ્રીકૃષ્ણને પારકાની વસ્તુ પડાવી લેવાની શી જરૂર? ભાઇ તો ધર્મનું આશ્રય-સ્થાન, તે કોઈ દિવસ, આવા અધર્મ કાર્યમાં હાથ નાખેજ

નહિ, પરંતુ જ્યારે તે આ કામ કરવા પ્રવૃત્ત થયા છે ત્યારે એમાં કાંઇ ગૂઢ આશય અવશ્ય હોવો જોઇએ. દ્વારિકાથી વળાવતી વખતે તેમણે જ મને ઉપદેશ આપેલો છે કે– “તમે પણ કોઈ નિરાશ્રયને આશ્રય આપવાનું ભૂલશો ના, તો આજે હું ભાઈના તે ઉપદેશનું પાલન કરૂં, નિરાશ્રય દંડીને આશ્રયદાન આપું. આશ્રિતની રક્ષાને માટે કદાપિ ભાઇની સામે યુદ્ધ કરવું પડશે તો તે પણ કરીશ.” આ પ્રમાણે વિચાર કરીને સુભદ્રા રડતી આંખોએ હાથ જોડીને મનમાં ને મનમાં પ્રાર્થના કરવા લાગી કે “પ્રભુ! નિરાશ્રય દંડીને આશ્રય આપીને હું તમારી અપરાધી થાઉં છું. એનું પરિણામ તો તમે જ જાણો. એનું શુભાશુભ ફળ જે થાય તે તમારે ચરણે સમર્પણ કરૂં છું. પ્રભુ! તમારી જે ઇચ્છા હોય તે પૂર્ણ થજો.” પછી મમતા ભરેલી વાણીથી દંડી રાજને સુભદ્રાએ કહ્યું “ભાઈ! તેં મને માતા કહીને બોલાવી છે, મા કોઈ પણ વખત ગમે તેવી અવસ્થામાં હોય તો પણ પોતાના બાળકનો ત્યાગ કરતી નથી. તો હું પણ તારો પરિત્યાગ કરીશ નહિ. હું તને આશ્રય આપું છું. મારા શરીરમાં લોહીનું એક ટીપું બાકી રહેશે ત્યાંસુધી તને કે તારી વ્હાલી ઘોડીને કોઈને અડવા નહિ દઉં. હું જીવતી છું ત્યાં સુધી ત્રણે લોકમાં કોઈની મગદુર નથી કે તારૂં કે તારી ઘોડીનું નામ લઈ શકે.”

આ શબ્દો સાંભળીને દંડીરાજ તો નવાઈજ પામી

ગયો, તે સુભદ્રાના સામું આશ્ચર્યભરેલી આંખે જોઈ રહ્યો. અને પછી હાથ જોડીને બોલ્યો: " માતાજી ! આપ કોઈ દેવી છો કે માનવી છો ? "

સુભદ્રાએ કહ્યું: " દંડીરાજ ! વિસ્મિત ના થઈશ. પૃથ્વી હજી સુધી ક્ષત્રિયશૂન્ય થઈ નથી. ક્ષત્રિય રમણીઓએ હજુ સુધી પોતાનું બાહુબળ ગુમાવ્યું નથી. હજુ પણ તેઓ આશ્રિતના ઉપર પ્રેમ રાખવાનો ક્ષત્રિય ધર્મ ભૂલી નથી. તું કંઇ પણ સંકોચ રાખ્યા વગર મારી સાથે સાથે ચાલ્યો આવ. "

એ પ્રમાણે બોલીને સુભદ્રાએ દંડીરાજને ઘોડા ઉપર બેસી પોતાના રથની પાછળ પાછળ આવવાનું કહ્યું. પરંતુ દંડીરાજ તો સુભદ્રાના બોલ સાંભળીને સ્તબ્ધજ થઇ ગયો. તે એક ડગલું પણ ત્યાંથી ખસ્યો નહિ. આતુરતા ભરી આંખે તે સુભદ્રા તરફ જોઈ રહ્યો અને પૂછવા લાગ્યો કે–" માતાજી ! પણ તમે છો કોણ તે તો કહો. મને તમારૂં ઓળખાણ તો આપો. "

સુભદ્રાએ કહ્યું: " દંડીરાજ ! તને આશ્રય આપનારી તારા શત્રુ શ્રીકૃષ્ણની બેન, ત્રિભુવન વિજયી પાંડવ વીર અર્જુનની ધર્મપત્ની, અને સિંહબચ્ચા જેવા બાલવીર આ અભિમન્યુની માતા સુભદ્રા છે. હવે કોઇ જાતનો ભય રાખીશ નહિ. "

દંડીરાજ તો આ સાંભળીને દિઙ્મૂઢ જેવો થઇ ગયો. તેના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. હવે શું કરવું, તેની સાથે જવું કે ના જવું, તેની તેને સુઝ પડી નહિ. સુભદ્રાની સાથે જવાનું સાહસ પણ તેનાથી કરી શકાતું નથી, તેમ જવાની ના પણ કહી શકાતી નથી. તેથી જવું કે ના જવું તેના વિચારમાં તે પડી ગયો. સુભદ્રા તેના મનની વાત સમજી ગઈ તેથી તેણે અભિમન્યુને બોલાવ્યો. અભિમન્યુ નજીકમાંજ ઉત્તરા સાથે રથમાં બેઠેલો હતો. તેણે પાસે આવી માતાના ચરણમાં પ્રણામ કર્યા. સુભદ્રાએ આશીર્વાદ દઈને તેને કહ્યું:—“ બેટા ! આજનો દિવસ મારા જીવનમાં સર્વોત્કૃષ્ટ છે. આજ આ ગંગાતીરે મેં સોગન લીધા છે કે શરીરમાં એક ટીપું લોહી બાકી રહે ત્યાં સુધી શરણે આવેલા આ દંડીરાજને બીજાને હાથ જવા દેવો નહિ. પુત્ર ! આ ઘોડી સહિત દંડીરાજનું રક્ષણ કરવાનો ભાર હું તારે માથે નાખું છું. તારા વગર બીજા કોને હું આજ્ઞા કરી શકું ? તારા પિતા જગતમાં અદ્વિતીય વીર છે. હું તો તેમની દાસી, તેમને ચરણે પ્રાર્થના કરીશ પણ તે પ્રાર્થના સ્વીકારવી ના સ્વીકારવી તે તેમની મરજી ઉપર છે. પરંતુ પુત્રને આજ્ઞા કરવાનો માતાનો હક છે; મને વિશ્વાસ છે કે તું કદી મારી આજ્ઞાનું ઉલ્લંઘન નહિ કરે. આ દંડીરાજાની અને તેની આ ઘોડીની રક્ષા તારે જીવને સાટે કરવાની છે. ”

અભિમન્યુ ગંગાને તીરેજ માતાને પગે હાથ મૂકીને બોલ્યોઃ—"માડી ! આ તમારા પગના સોગન ખાઇને કહું છું કે મારા શરીરમાં એક ટીપુ લોહી બાકી રહેશે ત્યાં સુધી આ ઘોડીના કે આ દંડીરાજાના એક વાળને પણ કોઇને સ્પર્શ કરવા નહિ દઉં. એ બાબતમાં નિશ્ચિંત રહેજો. બાણાવળી વીર અર્જુનનો અને ખરી ક્ષત્રાણી સુભદ્રાનો આ પુત્ર કદી પાછો નહિ પડે."

દંડીરાજ, ફૂટતી મુંછોના એક બાળકના મુખમાંથી આ શબ્દો નિકળતા સાંભળીને સજ્જડ થઈ ગયો ને તેના તરફ જોઈજ રહ્યો. પણ સુભદ્રા અભિમન્યુને બોલતો અટકાવીને કહેવા લાગી કે "પુત્ર ! પ્રતિજ્ઞા લેવા પહેલાં કોની સામે યુદ્ધ કરવાનો વખત આવશે તે તું જાણે છે ? સાંભળ. જેણે તને આજ સુધી પોતાના પુત્ર બરાબર માની તારૂં પાલનપોષણ કર્યું છે, શસ્ત્ર વિદ્યા શિખવી છે, તથા શાસ્ત્રની કેળવણી આપી સર્વ વિષયોમાં પોતાના જેવો હોંશીયાર બનાવ્યો છે, તેજ હંમેશાં સેવવા યોગ્ય ગુરૂ-મારા ભાઈ—તારા મામા શ્રીકૃષ્ણની સામે યુદ્ધ કરવું પડશે. તેમના મિત્રો પાંડવો—તારા પિતા અને કાકા—તે પણ જો તેમનો પક્ષ લઈને આવશે તો તેમની સામે પણ યુદ્ધ કરવું પડશે."

માતાના મુખમાંથી આવાં વાકય નિકળ્યાં તે સાંભળીને અભિમન્યુ ચકિત થઈને સુભદ્રાના મુખ સામું જોઈ

રહ્યો. સુભદ્રા ધીર સ્થિર ગંભીર સ્વરે ફરીથી બોલવા લાગી:–" વળી સાંભળ. પૃથ્વી ઉપરના સઘળા રાજાઓ પાસે આ દંડીરાજા આશ્રય માગવાને જઈ આવ્યો છે; પણ કોઈએ તેને આશ્રય આપવાની હામ ભીડી નથી. એટલુંજ નહિ પણ ઈંદ્ર વગેરે દેવો અને બ્રહ્મા વિષ્ણુ તથા શિવ સુદ્ધાં એને આશ્રય આપી શકયા નથી. તે છતાં મેં એને આશ્રય આપ્યો છે, એનું રક્ષણ કરવાનું અભય વચન આપ્યું છે, એટલે કદાપિ એ દેવો પણ ગુસ્સે થઇને યુદ્ધ કરવા આવે તો તેમની સામે પણ યુદ્ધ કરવું પડશે."

આ બધું સાંભળી અભિમન્યુ જરા પણ ગભરાયા વગર ધીર સ્વરે બોલ્યો:–" મા ! વધારે તો શું કહું ? પણ આખી પૃથ્વી એકઠી થઇને કદાપિ મારી સામે યુદ્ધ કરવા આવશે, તો પણ તમારો આ પુત્ર જીવ જતાં પણ કદી પાછી પાની નહિ કરે."

આમ બોલી અભિમન્યુએ માતાની ચરણરજ પોતાને મસ્તકે ચઢાવી અને દંડીરાજાને અભય વચન આપી પોતાની સાથે આવવાને આજ્ઞા કરી. દંડીરાજ પણ મંત્રથી વશ થઇ ગયેલા સાપની પેઠે ચોડી લઈને તેમની સાથે સાથે ચાલવા લાગ્યો.

## પ્રકરણ ૧૭ મું.

### પાંડવ ગૌરવ.

સુભદ્રા દંડીરાજાને સાથે લઈને ઉત્તરા અભિમન્યુ સહિત વિરાટનગર ગઈ ને પાંડવોના અંતઃપુરમાં પ્રવેશ કર્યો. તે દ્રૌપદીને પ્રણામ કરી તેની ચરણ રજ માથે ચઢાવી પાસે બેઠી અને પછી દંડીરાજને શરણદાન આપી પોતાની સાથે લઈ આવી છે તે વાત તેને કહેવા લાગી. દ્રૌપદી બધી વાત સાંભળીને વિસ્મય પામી ગઇ અને સુભદ્રાને કહેવા લાગીઃ–" બેન ! આ શું કામ કર્યું ? જરા વિચાર તો કરવો હતો ? એતો તમારા ભાઈનો—અરે શ્રીકૃષ્ણ ભગવાનનોજ ચોર, એને આશ્રય આપ્યો એટલે તેમનીજ વિરૂદ્ધ યુદ્ધ કરવાનો પ્રસંગ ! પાંડવોથી એ કેમ થઇ શકશે ? એમની મદદની તો પાંડવોને હાલ બહુ જરૂર છે; તેને બદલે તેમની સાથે દુશ્મનાઈ બાંધવાનું કામ રસ્તામાંથીજ કરતાં આવ્યાં, બેન ? "

સુભદ્રાએ કહ્યું:–" હા, શ્રીકૃષ્ણ ભગવાન મારા ભાઈ ખરા. પણ એમને હું વધારે સારી રીતે ઓળખી શકું કે પાંડવો ? "

દ્રૌપદી મર્મમાં બોલીઃ–" વારૂ બેન, તમારી વાત તો બધીએ અદ્ભુત; જેવા ભાઈ તેવાં તેમનાં બેન; એ જે

કંઈ કરે તે વિચિત્ર ને અલૌકિકજ હોય. તમારો મહિમા સમજવાની મારામાં શક્તિ નથી. ”

દ્રાપદીએ ભીમસેનને બોલાવવા મોકલ્યું. ભીમસેન આવ્યો એટલે સુભદ્રાએ શ્રીકૃષ્ણવિરોધી દંડીરાજને આશ્રય આપ્યાની વાત દ્રાપદીએ તેને કહી. ભીમસેન પણ શ્રીકૃષ્ણ વિરૂદ્ધ તેમની બેને જ યુદ્ધ જગાડયું એ સાંભળીને વિચારમાં પડી ગયો.

આ સમયમાં અભિમન્યુ દંડીરાજ સહિત યુધિષ્ઠિરની સભામાં જઈ પહોંચ્યો અને ઘોડી તથા દંડીરાજને રહેવાને સુરક્ષિત જગ્યાની માગણી કરી. દંડીરાજ તથા ઘોડી સંબંધી તમામ વૃત્તાન્ત અભિમન્યુએ યુધિષ્ઠિર મહારાજને કહી બતાવ્યો. શ્રીકૃષ્ણની વિરૂદ્ધ છોકરો યુદ્ધનો પ્રસંગ ઉભો કરી લાવ્યો એ વાત સાંભળીને ધર્મરાજ યુધિષ્ઠિર કંપી ઉઠયા. સુભદ્રાએ દંડીરાજને આશ્રય આપીને ઉઠાવેલું જોખમ જાણી સ્તબ્ધ થઈ ગયા. જે વખતે પાંડવો કૌરવો સાથે યુદ્ધ લઢવાની તૈયારી કરતા હતા, જેમાં ફક્ત શ્રીકૃષ્ણની મદદનો જ તેમને ભરોંસો હતો, તે સમયમાં જ શ્રીકૃષ્ણની વિરૂદ્ધ યુદ્ધ કરવાનું શી રીતે બની શકશે, એના વિચારમાંજ તેઓ પડી ગયા.

સુભદ્રાને મોઢેજ તમામ વૃત્તાન્ત સાંભળવાની ઈચ્છાથી યુધિષ્ઠિર સાથે અર્જુન અંતઃપુરમાં ગયા. સુભદ્રાના મુખથી

બનેલી બધી વાત સાંભળીને અર્જુન આશ્ચર્યચકિત થઇ ગયો. વિસ્મયથી તેણે સુભદ્રાને પૂછયું:—"બ્રહ્મા, વિષ્ણુ ને શિવ સરખાએ જેને આશ્રય આપવાની હિંમત ના ભીડી, તેને આશ્રય આપવાનું સાહસ તમે કેમ કર્યું?"

સુભદ્રાએ કહ્યું:—"શ્રીકૃષ્ણની બેન, પાંડવ કુલવધૂ-મધ્યમ પાંડવની પત્ની, અભિમન્યુની માતા સુભદ્રા ક્ષત્રીય-ધર્મનો નાશ કેમ થવા દે? નિરાશ્રયને આશ્રય આપવો એ ક્ષત્રિયોનો મુખ્ય ધર્મ છે. મેં તેજ ધર્મનું પાલન કર્યું છે. એ ધર્મયુદ્ધમાં ભાઈ કૃષ્ણ તો શું પણ આખી પૃથ્વી એકઠી થઇને લઢવા આંવશે તોપણ સુભદ્રા પાછી પાની કરશે નહિ—"

યુધિષ્ઠિર બોલ્યા: "સન્મુખ કુરૂક્ષેત્રનું ઘોર યુદ્ધ ખડું થઈ રહ્યું છે, તેમાં શ્રીકૃષ્ણની સહાયની અમારે ઘણી જરૂર; તે વખતે જ એ શ્રીકૃષ્ણની સાથે જ શત્રુતા સ્થાપન કરવી એ અમને કેમ પાલવે?"

સુભદ્રાએ જોયું કે ધર્મરાજની મતિ પણ ભ્રમિત થઇ ગયેલી છે; તેઓ ધર્મરક્ષા કરતાં રાજ્યલોભમાં વધારે લોભાઈ રહ્યા છે; તેથી નમનતાઈથી તે બોલી: "હું આપને આપના મિત્ર સામે યુદ્ધ કરવાનું કહેતી નથી. ફક્ત દંડી-રાજ અને તેની આ ઘોડીને રાખવાને એક નાનું સરખું સુરક્ષિત સ્થાન માગું છું. એટલો અનુગ્રહ કરો એટલે બસ

છે. પછી આપ સૌ દૂરથી જોયા કરો કે અમે મા દીકરાએ ગંગાતીરે એને આશ્રયદાન આપ્યું છે, તેથી ફાવે તે થાય તો પણ કેવી રીતે એની રક્ષા કરીએ છીએ. જેણે અમને અસ્ત્રશસ્ત્ર વિદ્યા શીખવી તે અમારા ગુરૂ શ્રીકૃષ્ણને ધર્મ-યુદ્ધમાં અમે કેવી રીતે પરાજીત કરીએ છીએ. નક્કી જાણજો કે ધર્મની વિરૂદ્ધ યુદ્ધ કરવાને ત્રણે લોક એકઠા થઇને આવશે તોપણ જીતી જવાના નથી. હું ઘણી નમ્રતાથી તમને હાથ જોડીને કહું છું કે શ્રીકૃષ્ણ જાતે ધર્મને આશ્રય આપનારા છે. તેથી જે સ્વધર્મની રક્ષા નથી કરતો તેને શ્રીકૃષ્ણનો અનુગ્રહ કદી મળવાનો જ નથી."

સુભદ્રાની વાત સાંભળીને ભીમસેન પ્રતિજ્ઞા લઇને બોલી ઉઠયોઃ–સુભદ્રા! તું નિશ્ચિંત રહે, હું એકલોજ આ દંડીરાજની અને એની ઘોડીની રક્ષા કરીશ."

અર્જુન એકીટશે યુધિષ્ઠિરના સામું જોઇ રહ્યો. પછી યુધિષ્ઠિર બોલ્યાઃ–" સુભદ્રા! તેં કહ્યું તે બધું ખરૂં છે. શ્રીકૃષ્ણને ધર્મ જ વહાલો છે, અને સ્વધર્મની રક્ષા ના કરી તો શ્રીકૃષ્ણનો અનુગ્રહ મળવાનો નથી. ખરેખર તું અમારા કુળની લક્ષ્મી છે. તેં જે ભાવે શ્રીકૃષ્ણને ઓળખ્યા છે તે ભાવે અમે તેમને ઓળખી શકયા નથી. બેટા! આજે તેં અમને ધર્મનો મર્મ સમજાવ્યો. હું પણ પ્રતિજ્ઞા કરૂં છું કે જ્યાં સુધી પાંડવવંશ જગતમાંથી નિર્મૂળ થયો નથી,

ત્યાં સુધી કોઈની મગદુર નથી કે આ દંડીરાજ કે તેની ઘોડીનો એક વાળ પણ કોઈ પકડી શકે.”

દંડીરાજ તથા તેની ઘોડીને માટે થોડા દિવસ પછી મહાયુદ્ધ થયું. શ્રીકૃષ્ણ સહિત બ્રહ્મા વિષ્ણુ ને મહેશ સુદ્ધાં પાંડવો સામે લડવા આવ્યા. તે સઘળાને પાંડવોએ હરાવી-ને કાઢી મૂક્યા, તેથી પાંડવનો નાશ કરવા ભગવતી દેવી ચંડિકા હાથમાં ખડ્ગ લઈને યુદ્ધક્ષેત્રમાં આવીને ઉભાં. છેવટે સાડાત્રણ વજ્ર ભેગાં થયાં અને ઘોડી શાપમુક્ત થઈ ઉર્વસી અપ્સરારૂપે બનીને ઉભી રહી. એ વખતે સુભદ્રા ધોળીધજા હાથમાં લઈ યુદ્ધક્ષેત્રમાં બંને પક્ષની વચ્ચે આવીને ઉભી રહી અને ઘોડી શાપમુક્ત થઈ છે એમ બૂમ પાડી યુદ્ધ શાંત પડાવ્યું. ઉર્વસીને શાપ થયો હતો તેથી તે ઘોડી થઈ ગઈ હતી, અને સાડાત્રણ વજ્ર ભેગાં થાય ત્યારે તેનો શાપ મુક્ત થાય એવો તેને અનુગ્રહ થયેલો હતો, તેથી આ પ્રસંગ શ્રીકૃષ્ણ ભગવાને જ ઉભો કરાવ્યો હતો.

આ બનાવથી સમસ્ત દેવલોક પાંડવોને ધન્યવાદ આપવા લાગ્યા. આ ધર્મયુદ્ધ કરવાથી ત્રણે લોકમાં તેમનું ગૌરવ વધ્યું. શ્રીકૃષ્ણ હર્ષ પામીને પાંડવોનાં વખાણ કરવા લાગ્યા અને પોતાની બેનના ગૌરવથી પોતાનું પણ ગૌરવ વધ્યું એમ જણાવી આનંદ પામવા લાગ્યા.

## પ્રકરણ ૧૮ મું.

### અભિમન્યુની યુદ્ધયાત્રા.

ઉત્તર હિંદુસ્તાનમાં કુરૂક્ષેત્ર નામે એક વિશાળ મેદાન છે. હાલમાં એને પાણીપત કહે છે. એ મેદાનમાં મોટી લડાઈઓ થયેલી છે. કૌરવપાંડવો વચ્ચે યુદ્ધ એ મેદાનમાં થયું હતું. પોતાનું રાજ્ય દુર્યોધન પાસેથી સલાહસંપથી પાછું મેળવવાને પાંડવોએ ઘણા પ્રયત્નો કર્યા, પણ દુર્યોધને કોઇ રીતે માન્યું નહિ. તેથી છેવટે લઢીને રાજ્ય પાછું લેવાનો પાંડવોએ નિશ્ચય કર્યો. આજે કુરૂક્ષેત્રમાં કૌરવો તથા પાંડવોનાં સૈન્યો ભેગાં મળ્યાં છે. ભારતવર્ષના જુદાં જુદાં રાજ્યના રાજાઓમાંથી કેટલાક કૌરવ પક્ષમાં અને કેટલાક પાંડવ પક્ષમાં આવીને પોતપોતાનાં લશ્કરો સાથે જોડાયા છે. શ્રીકૃષ્ણે બંને પક્ષનાં મન રાજી રાખવાને એક પક્ષને પોતાની આખી નારાયણી સેના આપવાનું અને બીજા પક્ષમાં પોતે જાતે એકલા વગર હથીયારે રહેવાનું કબુલ કર્યું. અને કહ્યું કે જેની જે ઈચ્છા હોય તે માગી લ્યો. દુર્યોધને ઘણા હર્ષથી યમરાજના સૈન્ય જેવી મહા બળવાન નારાયણી સેના માગી લીધી, અને અર્જુને ઘણા ભક્તિભાવથી શ્રીકૃષ્ણને વગર હથીયારેજ પોતાના

રથના સારથિ થવાની માગણી કરી. આ ધર્મયુદ્ધ હતું. પાંડવો ધર્મને માટે લઢનારા હતા, તેથી ભગવાન પાંડવોના પક્ષમાંજ હોય. પ્રભુ અર્જુનના સારથિ બન્યા.

બંને પક્ષનાં સૈન્ય સામસામાં આવી ઉભાં છે. શ્રીકૃષ્ણે અર્જુનનો રથ તેની ઈચ્છા પ્રમાણે બંને પક્ષનાં સૈન્યની વચ્ચે લાવીને ઉભો રાખ્યો. ત્યાં આવી રથ ઉપર ઉભા રહીને અર્જુને ચારે તરફ નજર ફેરવીને જોયું તો ભારતવર્ષના અનેક રાજારાણાઓ પોતપોતાનાં સૈન્ય સાથે મરણોન્મુખ દશામાં આવીને ઉભેલા તેના જોવામાં આવ્યા. એ બધાને જોઈને તેને વૈરાગ્ય ઉત્પન્ન થયો. દીન વચનથી હાથ જોડીને તેણે શ્રીકૃષ્ણને કહ્યું:-"આ સઘળા આપણા સગાવહાલા, ભાઈભાંડુ અને મિત્ર જ છે. એમને મારીને રાજ્ય પ્રાપ્ત કરવાનું છે? એવી રીતે કુળનો ઉચ્છેદ કરીને મેળવેલું રાજ્ય કરવાની મારી મુદ્દલ ઈચ્છા નથી."

યુદ્ધના આરંભમાંજ અર્જુનના ચિત્તની આવી દુર્બળતા જોઈને શ્રીકૃષ્ણ ચિંતામાં પડ્યા, તેથી યુદ્ધ ક્ષેત્રમાંજ તેમણે તેને સ્વધર્મનો ઉપદેશ કરવાનો આરંભ કર્યો ને અર્જુનના શંકા ભરેલા પ્રત્યેક પ્રશ્નના સંતોષકારક ખુલાસા કરી તેની એકેએક શંકાનું નિવારણ કરી નાખ્યું. શ્રીકૃષ્ણના આ ઉપદેશોનો સંગ્રહ કરીને વ્યાસ ભગવાને શ્રીમદ્ ભગવદ્ ગીતા નામનો ધર્મ ગ્રંથ રચી જગતમાં

તેનો પ્રચાર કર્યો છે. એ ગ્રંથમાં કર્મયોગ, જ્ઞાનયોગ, ભક્તિયોગ, વૈરાગ્ય વગેરે વિષયોનું સારી રીતે પ્રતિપાદન કર્યું છે.

સુભદ્રા અને અભિમન્યુ એ ગીતાનો ઉત્તમ પ્રકારે અભ્યાસ કરીને કૌરવો અને પાંડવો બંને પક્ષમાં સેનાપતિથી માંડીને સામાન્ય સૈનિક પર્યન્ત દરેકને નિષ્કામ કર્મનો ઉપદેશ કરવા લાગ્યાં.

દશ દિવસના યુદ્ધ પછી કુરૂપક્ષના સેનાપતિ પિતામહ ભીષ્મ ઘણા ઘાયલ થઈ મરણ પથારીએ શર શય્યાપર સુતા. સુભદ્રા અને અભિમન્યુ તેમની સેવા ચાકરીમાં લાગી ગયાં. સુભદ્રા તેમને જ્યાં જ્યાં ઘા પડેલા ત્યાં ત્યાં મલમપટા કરી દવાદારૂ કરે છે અને અભિમન્યુ શ્રીકૃષ્ણના મુખથી નિકળેલી ગીતાના ઉપદેશામૃતનું પાન કરાવી ચરિતાર્થ કરાવે છે.

આ સમયમાં મહારાજા યુધિષ્ઠિર તરફથી અભિમન્યુને બોલાવવા દૂત આવ્યો. તેણે આવીને અભિમન્યુને કહ્યું કેઃ–“ કુરૂ સેનાપતિ દ્રોણાચાર્ય ચક્રવ્યૂહ ગોઠવી ભયાનક યુદ્ધ કરવા લાગ્યા છે. અર્જુન પોતે આ વખતે સંસપ્તક સામે યુદ્ધમાં રોકાયલા છે, તેથી અહીં હાજર નથી, એટલે ભયંકર ખુવારી ચાલી રહી છે. પાંડવ પક્ષમાં તમારા શિવાય ચક્રવ્યૂહ ભેદે એવું કૌશલ્ય ધરાવનાર બીજું કોઇ નથી. એટલા માટે મહારાજા યુધિષ્ઠિરે પાંડવ

પક્ષના સેનાપતિની જગ્યાએ આપની યોજના કરી છે અને આ રાજમુકુટ તથા દિવ્ય અસ્ત્રો મોકલાવ્યાં છે.”

સોળ વર્ષની ઉમ્મરના બાળક, હજુ તો જેની મૂંછનો દોરો ફૂટવા માંડ્યો છે, એવા અભિમન્યુની સેનાપતિ પદે સ્થાપના કરેલી સાંભળીને સૌને આશ્ચર્ય લાગ્યું. અભિમન્યુ જરા પણ ક્ષોભ પામ્યા વગર જવાને તૈયાર થયો અને શરશય્યા ઉપર સુતેલા ભીષ્મપિતામહના ચરણમાં પ્રણામ કરી જવાની રજા માગી. તેમણે સંતુષ્ટ થઇ સ્નેહપૂર્વક આશીર્વાદ આપી રજા આપી. અભિમન્યુ માતાને પગે લાગી પોતાના તંબુમાં ગયો. પોતાના પુત્રના ગૌરવથી ગૌરવવાળી થયેલી માતા સુભદ્રા, પિતામહ પાસેથી રજા લઈ પુત્રને યુદ્ધનાં હથીયાર સજાવવાને માટે દૂતની પાસેથી મહારાજ યુધિષ્ઠિરે મોકલેલા રાજમુકુટ તથા દિવ્ય અસ્ત્રશસ્ત્રો લઈ અભિમન્યુના તંબુમાં ગઇ.

અભિમન્યુ પોતાના તંબુમાં આવીને જુએ છે તો ઉત્તરા ઉદાસ ચહેરે બેઠેલી છે. ગઈ રાત્રેજ તેને એક ખરાબ સ્વપ્ન આવ્યું હતું: “જાણે સાત વાઘ સામટા અભિમન્યુના ઉપર દોડી આવ્યા છે અને મારી નાખવાની તૈયારીમાં છે.” આ જોઇને તેની આંખોમાંથી ચોધાર આંસુ ચાલી રહ્યાં છે. તેણે વિચાર કર્યો કે આજ ગમે તેમ કરીને અભિમન્યુને યુદ્ધમાં જવાનું બંધ કરાવીશ;

પરંતુ મહારાજ યુધિષ્ઠિરે અભિમન્યુની સેનાપતિના પદ ઉપર યોજના કરી છે એ વાત સાંભળીને તેની ચિન્તાનો પાર રહ્યો નહિ.

અભિમન્યુ ઉત્તરાને જોઇને હર્ષથી બોલી ઉઠયોઃ– " ઉત્તરા ! આજ તમારા પરમ સોભાગ્યનો દિવસ, મહારાજ યુધિષ્ઠિરે આજ પાંડવ સૈન્યના સેનાપતિ પદે મારી પસંદગી કરી છે. બોલ જોઈ એ વારૂ કોના સ્વામીને આટલી નાની ઉમ્મરમાં આવું મહામાન ભરેલું પદ પ્રાપ્ત થયું છે ?"

અભિમન્યુના પગ પકડીને ઉત્તરા રડતી રડતી બોલીઃ–" મારે એ સૌભાગ્ય જોઇતું નથી. આજ ગમે તે થાય પણ તમને યુદ્ધ કરવા જવા દઈશ નહિ. મને લાગે છે કે આજજ મારા સૌભાગ્યનો છેલ્લો દિવસ છે. માટે આજ યુદ્ધે જવાનું બંધ રાખો."

અભિમન્યુએ સ્નેહપૂર્વક ઉત્તરાને ઉભી કરીને તેની આંખો પોતાના વસ્ત્રથી લૂછીને તેને કહ્યું:–" તું ક્ષત્રિયની કન્યા કહેવાય, આવી દુર્બળતા શું તને શોભા આપે છે ? યુદ્ધમાં ના જવા દેવાની વાત તો તેં ઠીક કહી; પણ મહારાજે જ્યારે સેનાપતિની જગ્યા મને આપી છે ત્યારે પછી તેમની આજ્ઞાનું ઉલ્લંઘન શી રીતે કરી શકાય ? અસંખ્ય પાંડવ સૈન્ય નાશ પામી રહ્યું છે; ચક્રવ્યૂહ કોઈથી ભેદી શકાતો નથી; હું યુદ્ધક્ષેત્રમાં આવેલો છતાં તંબુમાં

બેસી રહીને શું એ દેખાવ જોયા કરૂં? હું થોડા વખત-માંજ એ ચક્રવ્યૂહને તોડી નાખી પાંડવ સૈન્યને યુદ્ધમાં બચાવી લઇને તારી પાસે પાછો આવું છું. એટલો વખત તું માતાજીની પાસે બેસી ગીતાનો ધર્મોપદેશ સાંભળી શાન્તિ મેળવજે."

અભિમન્યુ આ પ્રમાણે ઉત્તરાને સમજાવે છે તેટલામાં સુભદ્રા હાથમાં રાજમુકુટ તથા દિવ્ય અસ્ત્રો સહિત ત્યાં આવી પહોંચી. ઉત્તરા તેમને પગે પડી અને આજ અભિમન્યુને યુદ્ધમાં ન જવા દેવાની પ્રાર્થના કરવા લાગી. ગઈ રાત્રે તેને સ્વપ્ન આવેલું તે હકીકત પણ તેણે સુભદ્રાને કહી બતાવી.

સુભદ્રા સ્નેહપૂર્વક ઉત્તરાને ઉઠાડી કહેવા લાગી:— "બેટા! ચિન્તા ન કર. કર્તાહર્તા સૌ ભગવાન છે. ભવિષ્ય-માં લખ્યું હશે તે કોઈ ફેરવી શકનાર નથી. જો કદાપિ પ્રારબ્ધ વાંકું જ હશે, તો અભિમન્યુને તંબુમાં પૂરી રાખીશ તોપણ સ્વપ્નમાં જોયેલા સાત વાઘથી તું તેનું રક્ષણ કરી શકીશ નહિ; અને જો કદી પ્રારબ્ધ સારૂં જ હશે, તો સાત વાઘ તો શું પણ આખું કૌરવસૈન્ય એકત્ર થઈને યુદ્ધ કરવા આવશે તો પણ મારા પુત્રનો કોઈથી એક વાળ પણ વાંકો થઈ શકશે નહિ. માટે તું રાજી થઇને એને યુદ્ધમાં જવાની રજા આપ. આ બધાં અસ્ત્ર

શસ્ત્ર મેં આણેલાં છે; હું મારા હાથેજ મારા કુમારને યુદ્ધનો સાજ સજાવું છું.”

સુભદ્રાના ઉપદેશથી ઉત્તરાને શાન્તિ વળી. પછી સુભદ્રાએ જેમજેમ માગ્યાં તેમતેમ ઉત્તરાએ એકે એકે ઢાલ, તલવાર, બખતર, ધનુષ્ય, ભાથું, બરછી, ભાલો વગેરે તમામ હથીયાર આણી આપ્યાં અને સુભદ્રાએ અભિમન્યુને તે સજાવ્યાં. પછી તેનાં ઓવારણાં લઈ મંગલઘટ સ્થાપન કરી તેને વિદાય આપી. યુદ્ધમાં જતી વખતે સુભદ્રાએ પુત્રને ઉપદેશ આપ્યો:–“ બેટા અભિ ! મનમાં એટલું યાદ રાખજે કે તું જગતમાં અદ્વિતીય વીર અર્જુનનો પુત્ર અને સ્વયં ભગવાન શ્રીકૃષ્ણનો ભાણેજ તથા શિષ્ય છે. આ હું તારી માતા તને આદેશ કરૂં છું કે કાર્યને માટે તું આશા જ ન રાખી શકે તે કાર્ય થઈ શકે એવું આ મહા માનભરેલું પદ મહારાજ યુધિષ્ઠિરે તને આપ્યું છે, માટે તે કાર્ય પૂરેપૂરૂં બજાવ્યા વગર ફક્ત જીવ બચાવીને રણક્ષેત્રમાંથી આ તંબુમાં જીવતો પાછો આવીશ નહિ. યુદ્ધ-ક્ષેત્રમાં પીઠ બતાવીને પિતાના નામને અને મામા શ્રીકૃષ્ણના નામને કલંક લગાડીશ નહિ. જા બાપુ ! વિજય મેળ-વીને જ કરીને પાછો આવજે, અગર તો પ્રાણ અર્પણ કરી સ્વર્ગે સીધાવજે.”

એટલું બોલી સુભદ્રાએ હેતથી અભિમન્યુનું મસ્તક સુંઘી તેને રજા આપી, અને અભિમન્યુ માતાને ચરણે નમી



ઉત્તરાએ....તમામ હથિયાર આણી આપ્યાં અને સુભદ્રાએ
અભિમન્યુને તે સજાવ્યાં . . [પૃ. ૧૧૪

પ્રિય પત્ની તરફ સ્નેહભરી એક નજર નાખી સિંહ-બચ્ચાની માફક નિર્ભયપણે યુદ્ધક્ષેત્ર તરફ વિદાય થયો. તે ગયા પછી સુભદ્રાએ હાથ જોડી સજલનયને પ્રભુની પ્રાર્થના કરી કે:–" ભાઈ શ્રીકૃષ્ણ ! આજ મારા જીવથી વહાલા અભિને તમારા ચરણમાં સમર્પણ કરૂં છું. તમારી જે ઇચ્છા હોય તે પૂર્ણ થજો."

સુભદ્રા તે પછી ઉત્તરાને લઈને પોતાના તંબુમાં ગઈ. અને ગીતાના નિષ્કામ કર્મયોગનું વ્યાખ્યા ન કરી ઉત્તરા-ના મનને શાન્તિ આપવા લાગી, તેમ પોતે પણ શાન્તિ મેળવવા લાગી.



## પ્રકરણ ૧૯ મું.

### પુત્રશોક.

આજ કૌરવોના તંબુઓમાં હાહાકાર થઈ રહ્યો છે. અમુક મુવો, ફલાણો મુવો, એવા સમચાર યુદ્ધક્ષેત્રમાંથી ઉપરા ઉપરી ચાલ્યા આવે છે. અભિમન્યુ પોતાના અલૌકિક વીરત્વથી જાણે કુરૂસૈન્યનો સમૂળો નાશ કરવા બેઠો હોય એમ જાણી સૌ ત્રાહિ ત્રાહિ કરવા લાગ્યા. તેના ભયંકર મારા આગળ 'કોઈ સામું ટકી શકતું નથી. દ્રોણાચાર્યે રચેલા કોઠાઓને તેણે છિન્નભિન્ન કરી નાખવા માંડયા. આ જોઇને દુર્યોધન તથા તેના સાત મહારથીઓએ એકે સામટો અભિમન્યુના ઉપર ધસારો કર્યો; પણ બાળક અભિમન્યુ આગળ એ ભેગાં મળેલાં સાતે સામટાં બળોએ સાતવાર હાર ખાધી. પરંતુ લઢતાં લઢતાં છેવટે જ્યારે એનાં બધાં અસ્ત્રશસ્ત્ર ખૂટી ગયાં, અપાર સૈન્ય વચ્ચે આખા શરીરે ઘાયલ થયેલો એ ફૂલી રહેલા ખાખરાના ઝાડ જેવો જણાતો હથિયાર વગરનો થઇનો ઉભો, મદદને માટે પાંડવ સૈન્યમાંથી એક માણુસ પણ ત્યાં આવી શકે એમ નહોતું, ત વખતે થાકી ગયેલા સિંહબાળક જેવા બાળ અભિમન્યુને આખા કૌરવ સૈન્યે એકત્ર થઇને મારી નાખ્યો. સંધ્યા સમયે કૌરવસૈન્યમાં વિજયધ્વનિ થઈ રહ્યો; જીતનાં નગારાં ગડગડવા લાગ્યાં.

આ તરફ સંસપ્તક સાથેના યુદ્ધમાં વિજય મેળવીને અર્જુન પણ એ સમયે જ પાછો ફર્યો, તેથી પાંડવ સૈન્યમાં પણ જયનાદ થઈ રહ્યો. બંને પક્ષમાં સાથે જયધ્વનિ થયેલા સાંભળીને સૌ લોક આશ્ચર્ય પામ્યા. અર્જુન પોતાના તંબુમાં આવ્યો તે પહેલાં અભિમન્યુના મરણના સમાચાર ત્યાં આવી પહોંચ્યા હતા. બધે શોક છવાઇ રહ્યો છે, આજ કોઈ અર્જુનને રૂડો આવકાર આપતું નથી કે તેને જોઇને કોઈ હર્ષ પામતું નથી. આ જોઈને અર્જુનના દિલમાં ઉદ્વેગ વ્યાપી ગયો. તેને કંઈ અનિષ્ટ થયાનાં ચિન્હ જણાયાં તેથી શ્રીકૃષ્ણની પાસે જઇને વિનયથી તેણે શું બનાવ બન્યો છે તે હકીકત જાણવાની ઇચ્છા જણાવી.

અભિમન્યુ યુદ્ધમાં ગયાની સઘળી વાત શ્રીકૃષ્ણ જાણતા હતા. તેમણેજ યુધિષ્ઠિરને કહ્યું હતું કેઃ-" દ્રોણાચાર્યે ગોઠવેલો ચક્રવ્યૂહ ભેદવાને એક અભિમન્યુ જ સમર્થ છે, માટે તેનેજ એ કામ પર ગોઠવો. સંસપ્તક સાથેનું યુદ્ધ છોડાવીને અર્જુનને બોલાવવાની જરૂર નથી." શ્રી કૃષ્ણ જાણતા હતા કે અભિમન્યુનો વધ કરીને કૌરવો આ જયધ્વનિ કરી રહ્યા છે.

પિતામહને શરશય્યામાં સુવાડયા પછી આ બીજી વાર અર્જુનને વિષાદ ઉત્પન્ન થયો છે; તેથી શ્રીકૃષ્ણે જાણ્યું કે અર્જુનને ઉત્તેજીત કરવાનો આ ફરીથી યોગ

પ્રાપ્ત થયો છે. પુત્રશોકથી અર્જુન નાહિંમત ન થઈ જાય, પુત્રના હાથમાંથી અધુરૂં રહેલું કામ પોતે પૂર્ણ કરે, એટલા માટે શ્રીકૃષ્ણ તેને ઉત્તેજીત કરવા લાગ્યા. રથ પાછો ફેરવીને જે સ્થળે અભિમન્યુનું મડદું પડેલું છે ત્યાં શ્રીકૃષ્ણ અર્જુનને લઇ ગયા. ત્યાં જુએ છે તો અભિમન્યુનું માથું ખોળામાં લઇને સુભદ્રા સ્થિર દૃષ્ટિથી તેના તરફ જોઇ રહી છે. ઉત્તરા મૂર્ચ્છા ખાઇને પતિના પગમાં પડેલી છે.

શ્રીકૃષ્ણ તથા અર્જુનને જોઇને સુભદ્રાનો શોક ઉભરાઈ આવ્યો. તેની આંખમાંથી ચોધાર આંસુ વહેવા લાગ્યાં. શ્રીકૃષ્ણ અને અર્જુન રથમાંથી નીચે ઉતર્યા કે તુરતજ અભિમન્યુને પોતાના ખોળામાંથી ઉંચકીને નરનારાયણના પગમાં મૂકીને સુભદ્રા શ્રીકૃષ્ણ તરફ જોઇને બોલીઃ— “ભાઈ! હું અભાગણીનું લાંબા સમયથી સંઘરી મુકેલું ધન તમારે ચરણે અર્પણ કરીને આજ કૃતાર્થ થાઉં છું.” આટલું બોલી અશ્રુથી ભરેલી આંખે અર્જુન તરફ તે જોવા લાગી. અર્જુન અભિમન્યુને મરણ પામેલો જોઇને શોકથી વ્યાકુલ થઈ ગયો. તે “બેટા અભિ” “બેટા અભિ” એમ બોલતો બોલતો કપાઇ ગયેલા ઝાડની માફક મૂર્ચ્છા ખાઈને એકદમ જમીન ઉપર ચઢી પડયો અને અભિમન્યુને છાતીપર લઈને ખૂબ રડવા લાગ્યો.એ સમયેજ ભીમ, યુધિષ્ઠિર વગેરે ત્યાં આવી પહોંચ્યા, અને ત્યાંની દશા જોઇને બધા શોકસાગરમાં ડૂબી ગયા. સુખદુઃખમાં જેને વિકાર ન થાય



અભિમન્યુનું માથું ખોળામાં લઈને સુભદ્રા સ્થિર દૃષ્ટિથી તેના તરફ જોઈ રહી છે. ઉત્તરા મૂર્છા ખાઈને પતિના પગમાં પડેલી છે. . . . . . . . . . . [પૃ. ૧૧૮

એવા શ્રીકૃષ્ણ પણ ક્ષણભર આ દેખાવ જોઇને વ્યગ્રચિત્ત થયા. તેમણે જાણ્યું કે ન્યાયયુદ્ધમાં અભિમન્યુનો નાશ કરે એવો કુરૂક્ષેત્રમાં કોઈ વીર નથી, તો તેનો વધ કૌરવોએ શી રીતે કર્યો ? આ વખતે યુદ્ધક્ષેત્રમાંથી આવેલો એક દૂત, અભિમન્યુના અતુલ વીરત્વની કથા એક પછી એક વિસ્તારીને કહેવા લાગ્યો. તે સાંભળીને સઘળા લોક ઘડીભર શોક–દુ:ખ ભૂલી જઈને તે વીરત્વની કહાણીરૂપ અમૃતધારાનું પાન કરવા લાગ્યા. જે સમયે સાત મહારથીઓએ ભેગા મળીને સાત સાત વખત એક સામટો તેના ઉપર ધસારો કર્યો, અને સાતે વાર અભિમન્યુએ તેમને હરાવીને નસાડી મૂક્યા તે વાત દૂતે કરી તે સાંભળી, તે વખતે અર્જુને હર્ષમાં આવી જઇને અભિમન્યુના શબને વ્હાલથી છાતી સાથે દાબી ગાઢ આલિંગન આપ્યું, અને પછી તે બોલી ઉઠયો:–“ ધન્ય છે ! બેટા અભિ ! ધન્ય છે ! તેં જગતમાં અમર નામના મેળવી. એ સાત મહારથીઓ ભેગા મળીને એક સામટો હલ્લો કરે તો જગતમાં કોઈની મગદુર નથી કે તે પોતાની રક્ષા કરી શકે; પણ તને ધન્ય છે કે એકી વખતે ચઢી આવેલા એ સાતે મહારથીઓને તેં સાત સાત વાર હરાવી પાછા કાઢયા ! ”

શ્રીકૃષ્ણ પણ બોલી ઉઠયા કે:–“ શો અધર્મ ! શો અધર્મ ! ક્ષત્રિયોને આવું અધર્મ યુદ્ધ કરવું શું શોભે છે

કે હથીયાર વગર ખાલી હાથે ઉભા રહેલા વીર ઉપર ઘા કરી તેનો વધ કરવો ?"

દૂત આગળ બોલ્યો:-"અવિશ્રાન્ત યુદ્ધ કરતાં કરતાં થાકી જઇને કુમાર જ્યારે અસ્ત્રશસ્ત્ર વગરના થઈ ગયા અને યુદ્ધક્ષેત્રમાં વિરામ લેવા બેઠા, તે વખતે તાકી રહેલા સાતે મહારથીઓ તેમના ઉપર ભૂખ્યા વરૂની માફક તૂટી પડયા અને તેમનો વધ કર્યો. અરે હાય ! હાય ! આ ભયંકર યુદ્ધ વખતે કુમારને સહાય કરવાને પાંડુ પક્ષમાંથી એક પણ સેનાની ત્યાં નહતો!"

શ્રીકૃષ્ણે કહ્યું:-"ધિક્ ધિક્ ! જેઓ આવી રીતે હથીયાર અને સહાય વગરના એક બાળકનો વધ કરે, તેમના જીવનને ધિક્કાર છે ! એવા લોકો ક્ષત્રિયોના કલંકરૂપ છે, જગતનું દૂષણ છે. પૃથ્વી ઉપરથી તેમનો ઉચ્છેદ જ કરવો જોઇએ."

શ્રીકૃષ્ણની વાતને ટેકો આપીને અર્જુને કહ્યું:- "સત્ય છે. આવી જાતના ક્ષત્રિયોના કલંકરૂપ લોકોનો પૃથ્વી ઉપરથી નાશ જ કરવો યોગ્ય છે."

શ્રીકૃષ્ણે કહ્યું:-"બરાબર છે, બરાબર. તમારા જેવા વીરપુરૂષે પુત્રશોકમાં ઉદાસ થઈ બેસી ન રહેતાં પુત્રને મારનારને શોધી કાઢી તેનો વધ કરવાને કટિબદ્ધ થવું જોઇએ."

શ્રીકૃષ્ણની વાત પૂરી થતા થતાંમાં જ અર્જુને ઉત્સાહ-માં આવી જઈને પુત્રને મારનારનો વધ કરવાની પ્રતિજ્ઞા લીધી. શ્રીકૃષ્ણ તેને વધારે ઉત્તેજીત કરવા લાગ્યા.

અર્જુને અનુક્રમે જયદ્રથ, દ્રોણ, કર્ણ વગેરે મહા-રથીઓનો નાશ કરી નાખ્યો. ભીમે દુર્યોધન વગેરે નવાણુ ભાઇઓનો નાશ કર્યો. ફક્ત દુર્યોધનનો એક ભાઈ જે યુધિ-ષ્ઠિરને શરણે આવ્યો હતો તેજ માત્ર જીવતો રહેવા પામ્યો.

એ પ્રમાણે અઢાર દિવસના યુદ્ધમાં બંને પક્ષમાં થઈને અઢાર અક્ષોહિણી સૈન્ય નાશ પામ્યું. પાંડવપક્ષમાં પાંચ પાંડવ અને શ્રીકૃષ્ણ, અને કૌરવપક્ષમાં સાત્યકી, અશ્વત્થામા, કૃપાચાર્ય અને દુર્યોધનનો એક ભાઈ એટલા દશ માણસો જ માત્ર જીવતા રહ્યા.

યુધિષ્ઠિર હસ્તીનાપુરની ગાદી ઉપર બેઠા અને ભારત-વર્ષના એક છત્રધારી ચક્રવર્તી રાજા બન્યા. શ્રીકૃષ્ણે ઇચ્છેલું ધર્મરાજ્ય જગતમાં સ્થાપન થયું. ધર્મરાજ મહા-રાજા યુધિષ્ઠિરના રાજછત્ર નીચે સૌ લોક સુખચેનમાં દિવસો નિર્ગમવા લાગ્યા.

## પ્રકરણ ૨૦ મું.

### લીલા—અવસાન.

યુદ્ધ સમાપ્ત થયા પછી શ્રીકૃષ્ણે શાન્તિગીતાનું વર્ણન કરી પુત્રશોકથી દુઃખી રહેતી સુભદ્રાના મનનું સમાધાન કરી તેને શાન્તિ આપી. સુભદ્રા પણ શ્રીકૃષ્ણના ઉપદેશથી શાન્તિગીતાનું વ્યાખ્યાન કરીને પુત્ર રહિત થયેલી-ને પુત્ર શોકની, ભાઈ વગરની થયેલીને ભાતૃ શોકની અને પતિ વગરની થયેલીને પતિશોકની શાંતિ આપી સૌનો શોક વિસરાવવા લાગી. તેના આ કાર્યથી સૌલોક તેના ઉપર મોહિત થઈ ગયા. તે કેવળ શાન્તિ ગીતાનો ઉપદેશ કરીને સૌને શાન્તિ પમાડતી હતી, એટલું જ નહોતું, પણ જેનાં છોકરાં મરી ગયાં હોય તેને "મા" કહીને બોલાવી સંતાન પ્રમાણે તેની સેવા-ચાકરી કરતી હતી. એ પ્રમાણે જેને જે માણસની ખોટ પડતી તેની સેવા-ચાકરી તે તે ભાવે કરી સર્વને સંતોષ પમાડતી. આમ શ્રીકૃષ્ણે જોયું કે સુભદ્રા પુત્રશોકનું દુઃખ ભૂલી ગઈ છે અને જનસેવા-ના કાર્યમાં તેનું મન લાગી ગયું છે ત્યારે તે દ્વારિકા તરફ વિદાય થયા.

શ્રીકૃષ્ણ, એક તરફ આમ ધર્મરાજ્યમાં પરમ શાન્તિ પસરેલી જોઈ પ્રફુલ્લ થઇ રહ્યા છે, ત્યારે બીજી તરફ

યાદવો ઉચ્છૃંખલ થઈ ભયંકર અશાન્તિ ફેલાવી રહ્યા છે, તે જોઇ તેમને ખેદ થાય છે. તેમણે મનમાં વિચાર કર્યો કે જો આ અસંખ્ય યાદવો જીવતા રહેશે, તો ધર્મ-રાજ્યમાં પણ અશાન્તિ ફેલાવ્યા વગર નહિ રહે. યાદવોમાં મદ્યપાન વધવા માંડયું છે, ભોગવિલાસમાં તેઓ ઉન્મત્ત બની ગયા છે, જાતિ સુખને માટે તેમનામાં પરસ્પર ક્લેશ કંકાસ ચાલવા લાગ્યો છે, આ બધું જોઇને શ્રીકૃષ્ણ બહુ વ્યાકુળ થયા. કોઇ પણ ઉપાયથી તેઓ યદુવંશમાં શાન્તિ સ્થાપન કરી શકયા નહિ, ત્યારે તેમણે વિચાર કર્યો કે દુર્વાસાનો શાપ મિથ્યા થવાનો નથી, નિશ્ચય યદુવંશનો નાશ જ થવાનો છે. આમ જાણી તેમણે પ્રભાસ ક્ષેત્રમાં યજ્ઞનો આરંભ કર્યો. આખા ભારતવર્ષમાં યજ્ઞની વાત ફેલાઈ ગઇ. ઠેક ઠેકાણેથી કૃષ્ણ ભક્તો પ્રભાસમાં આવવા લાગ્યા. શ્રીકૃષ્ણના ગુણગાનથી અનંત આકાશ સાથે અસીમ સમુદ્ર ગાજી ઉઠયો. કૃષ્ણ બલરામ ભક્તજનો સાથે પ્રેમથી નૃત્ય-ગીત કરવા લાગ્યા. આ ધામધુમમાં યાદવોની ખબર લેવાનો તેમને વખત મળ્યો નહિ.

એક તરફ આમ યજ્ઞની પવિત્ર ધામધુમ ચાલે છે ત્યારે બીજી તરફ યાદવો નાના પ્રકારની બીભત્સ ચેષ્ટા કરવામાં મચી રહ્યા છે. તે દારૂ પીને ગાંડા બની એક બીજાને મારવા કાપવા લાગ્યા છે. આવી રીતે છેવટે ક્રમે ક્રમે યદુવંશનો વિનાશ થઇ ગયો.

બલરામ યદુવંશની આવી ખરાબ દશા થયેલી જોઇને મનમાં બહુ દુઃખી થઇ દેહ ત્યાગ કરવાનો સંકલ્પ કરી સમુદ્ર કિનારે જઈને બેઠા. તેમની નાસિકામાંથી એક અજગર નિકળ્યો તે અનંત ફણા વિસ્તારીને સમુદ્રમાં સમાઈ ગયો. બલરામનું શરીર પ્રાણ રહિત થઇને ત્યાં પડી રહ્યું. શ્રીકૃષ્ણ મોટા ભાઇના શોકથી દુઃખિત થઈ ધ્યાનસ્થ થઈને એક ઝાડ નીચે બેઠા. તે વખતે એક પારધિએ હરણ જાણીને તેમના પગમાં બાણ માર્યું અને તેમનું મૃત્યુ થયું. એ રીતે શ્રીકૃષ્ણની લીલાનો અંત આવ્યો.

અર્જુન અને સુભદ્રા પ્રભાસયજ્ઞની ખબર સાંભળીને દ્વારિકા આવવાને નિકળ્યાં, પણ રસ્તામાં બનાવ એવા બન્યા કે પ્રભાસ આવતાં આવતાં તેમને બહુ વાર લાગી. તેમને રસ્તામાં કંઈ કંઈ દુઃખી દેખાવો જણાયા. ભક્ત લોકો શ્રીકૃષ્ણના ગુણગાનમાં ગુલતાન થઈ રસ્તામાં ચાલ્યા જાય છે તેમને જોઇને સુભદ્રા અને અર્જુન મુગ્ધ બની ગયાં. તેમને છોડીને તેઓ આગળ ચાલી શકતાં નહિ, તેમનો રસ્તો જ ખૂટતો નહોતો. કેટલાક યાત્રાળુઓ ચાલતાં થાકી જવાથી અને ભૂખ તરસની પીડાથી રસ્તાની એક બાજુએ પડી રહી "કૃષ્ણ" "કૃષ્ણ" બોલ્યા કરતા હતા. સુભદ્રા તેમને જોઇને તરતજ તેમની સેવા ચાકરી કરવા લાગી. અર્જુન પાણી શોધી લાવી તેમને પાણી પાઇને શાંત કરતા હતા. આવી રીતે રસ્તામાં ચાલતાં તેમને ઘણો

વિલંબ લાગ્યો. પ્રભાસ ક્ષેત્રની નજીક આવ્યા ત્યાં પણ તેમણે જોયું તો અનેક યાત્રાળુઓ કૃષ્ણગુણગાન કરતા કરતા ફર્યા કરતા હતા. તેમને મોઢે સાંભળ્યું કે "પ્રભાસ યજ્ઞ પૂર્ણ થયો છે; યદુવંશ જાદવાસ્થળી થઇ નાશ પામ્યો છે, બલરામે દેહ ત્યાગ કર્યો છે, અને શ્રીકૃષ્ણ બધાને પ્રભાસમાં મૂકીને સૌને ઘેર જવાનું કહી પોતે ધ્યાનસ્થ થઈને બેઠા છે."

આ વાત સાંભળી સુભદ્રા અર્જુન ઉંચે શ્વાસે ઉતાવળાં ઉતાવળાં ચાલ્યાં. પ્રભાસમાં આવીને ત્યાંનો દેખાવ જોઇને તેઓ સ્તબ્ધ થઈ ગયાં. યાદવોનાં જ્યાં મુડદાં પડેલાં તે જગ્યા જોઇને તેમનું હૃદય જાણે ચીરાઈ જતું હોય તેમ થયું. જ્યાં બલરામે દેહ ત્યાગ કર્યો હતો ત્યાં અનંત નાગ વિભૂષિત અનંત દેવ-શેષનારાયણને જોઇને તેઓ આશ્ચર્યચકિત થઈ ગયાં. ત્યાંથી ધ્યાનસ્થ થયેલા શ્રી કૃષ્ણનાં દર્શન કરવા ગયા તો ત્યાં તેમને પણ મરણ પામેલા જોયા. આ દેખાવ જોઇને સુભદ્રાનું હૃદય વિંધાઇ ગયું. આથી વધારે દુઃખનો ભાર સહન કરવાને સુભદ્રામાં શક્તિ નહોતી. તે અર્જુનને પગે પડીને રોતી રોતી પ્રાર્થના કરવા લાગીઃ-" પ્રભુ ! મારૂં સર્વ નાશ પામ્યું ! ભાઈઓ ગયા અને તેમની નિશાનીઓ પણ ગઈ! હવે તો મારા મનમાં એક જ વાસના બાકી રહી છે; મારા ત્રણ દેવ-કૃષ્ણ, બલરામ ને અર્જુન, તેમની મૂર્તિઓ એક આસને સ્થાપન

કરીને તેમની પૂજાનો જગતમાં પ્રચાર કરૂં. મારી એ વાસના પૂર્ણ કરાવો. મારા એ ત્રિદેવની લાકડાની મૂર્ત્તિઓ આ સ્થાને સ્થાપન કરો, કે જેથી ભરતખંડનાં તમામ નરનારી તેમની પૂજા કરીને પાવન થાય, એજ મારી છેલ્લી પ્રાર્થના છે." સુભદ્રા ઉત્તરની આશાએ અર્જુનના સામું જોઇ રહી.

અર્જુને કહ્યું:–"સુભદ્રા ! હું તારી પ્રાર્થના પૂર્ણ કરીશ, પણ કૃષ્ણ બલરામની સાથે એક આસને બેસવાને હું યોગ્ય નથી. હું એ બંને દેવ ભાઇઓની મધ્યમાં તેમની પ્રાણથી વહાલી બેન સુભદ્રાની મૂર્ત્તિ સ્થાપન કરીને તેમની સેવા કરીશ."

આ પ્રમાણે અર્જુન બોલી ના રહ્યો એટલામાં તો સુભદ્રા અર્જુનની પદરજ માથે ચઢાવી શ્રીકૃષ્ણના ચરણમાં પડી અને ત્યાંજ પ્રાણમુકત થઈ ગઈ. એ પ્રમાણે તેની લીલાનો અંત આવ્યો.

અર્જુને, શોકથી બળી રહેલા ચિત્તે પવિત્ર લીંબડાનું ઝાડ કાપીને, સુથારને બોલાવી તેમાંથી શ્રીકૃષ્ણ, બલરામ અને સુભદ્રાની મૂર્ત્તિઓ કરાવી. ભરતખંડના પૂર્વ તરફના દેશના લોકોએ તે સમયે કૃષ્ણભકિતનો સ્વાદ લીધો ન હતો, તેથી તેણે ભારતના પૂર્વ તરફના દેશમાં સમુદ્ર કિનારે પુરી ધામમાં એ ત્રિમૂર્ત્તિ સ્થાપન કરી. ભરતખંડના સર્વ સંપ્રદાયના લોક આજે પણ ત્યાં એજ કૃષ્ણ, બલરામ અને સુભદ્રાની મૂર્ત્તિઓની પૂજા કરીને પોતાના જીવનને સફળ કરે છે.

[ સંપૂર્ણ. ]

## "જ્ઞાનવર્ધક પુસ્તકમાળા" ઑફિસમાં

## ઉત્તમ નવલકથાઓ.